## પદ્યાર્થ

**પ્રભુ પાસે તાપસોનું આગમન—**

"(હે નાથ!) તારા પ્રથમ દર્શનને વિષે (અર્થાત્ તને કેવલજ્ઞાન પ્રાપ્ત થયું ત્યાર બાદ સમવસરણમાં તારૂ પ્રથમ દર્શન થતાં) પ્રથમ ઉત્પન્ન થયેલા (કચ્છ અને મહાકચ્છ [1]સિવાયના) અત્યન્ત નમ્ર તાપસોએ (તારી સાથે દીક્ષા–સમયે) ગ્રહણ કરેલા (સંયમરૂપી) વ્રતના ભંગથી મલિન (બનેલો) એવો પોતાનો મુખ–રાગ (નમસ્કારના મિષથી) ખરેખર ઢાંકી દીધો."—૧૯

## સ્પષ્ટીકરણ

**પદ્યનો સાર—**

સ્વામીની સાથે દીક્ષા લઇ પછીથી પતિત થયેલા તાપસો સ્વામીને કેવલજ્ઞાન પ્રાપ્ત થતાં તેમને વન્દન કરવા આવે એ સ્વાભાવિક હકીકત છે. આ પ્રસંગે કવિરાજ ઉત્પ્રેક્ષા કરે છે કે તેઓએ લીધેલું વ્રત પાળ્યું હતું નહિ તેથી તેઓ શું મુખ લઇને પ્રભુ પાસે આવે? એટલે કે આ તેમનું વન્દન ભક્તિપૂર્વકનું હતું નહિ; પરંતુ પોતાના મુખની મલિનતા નજરે ન પડી જાય તેથી કરીને જાણે સ્વામીના દર્શન થતાંજ મસ્તક નમાવી તેમણે પોતાનું મુખ છૂપાવ્યું.

* * * *

साम्प्रतं तैरलङ्कृतपार्श्वेन स्वामिना यः शोभाभरो विभराम्बभूवेति तमाह—

**तेहिं परिवेढिएण य, वूढा तुमए खणं कुलवइस्स ।**
**सोहा विअडंसत्थल–घोलंतजडाकलावेण ॥ २० ॥**

**[तैः परिवेष्टितेन च व्यूढा त्वया क्षणं कुलपतेः ।**
**शोभा विकटांसस्थलप्रेङ्खज्जटाकलापेन ॥ ]**

**प्र० वृ०**—तेहिन्ति । हे जगल्ललाम! त्वया क्षणं कुलपतेः शोभा व्यूढा–प्राप्ता । किंविशिष्टेन त्वया? तैर्जटामुकुटविटङ्कितशिरोभिरुद्धूलितगात्रैः अभिनवतपस्विभिः परि–समन्तात् वेष्टितेन [व्यूढा–प्राप्ता]। का? शोभा–सादृश्यम् । कस्य? कुलपतेः–तपस्विना(मा)-चार्यस्य । किंविशिष्टेन त्वया? विकटौ–विस्तीर्णौ समदवृषस्कन्धवन्धुरौ यौ अंसस्थलौ–स्कन्धप्रदेशौ तयोः आधारभूतयोः घोलंतजडाकलावेण–प्रेङ्खत्सुश्लिष्टकुन्तलकलापेन । एवंविधस्य तापसैः कृतपरिवेषस्य समुचितं कुलपतित्वम् । अथ कियत् कालम्? क्षणं–क्षणमात्रम् । पश्चात् ते प्रव्रज्यां जगृहुरित्यर्थः ॥ इति विंशतितमगाथार्थः ॥ २० ॥

**हे० वि०**—तत्समागमे भगवान् किंविधो जात इत्याह—(तेहिन्ति)।

---

[1] 'સિવાયના' એમ કહેવાનું કારણ એ છે કે કચ્છ અને મહાકચ્છ એ બે તાપસોએ પોતાનો માર્ગ મૂક્યો નહિ, એટલે તેઓ પ્રભુ પાસે આવ્યા નહિ.

अस्या गमनिका—तैस्तापसैः परिवेष्टितेन–परिवारितेन च–पुनरर्थे त्वया–भगवता वूढा–धृता । काऽसावित्याह—शोभा–श्रीः । कस्य? कुलपतेः । कथम्? क्षणं–स्तोककालम् । पश्चात् ते प्रव्रज्यां प्रजगृहुरित्यभिप्रायः । किंविधेन त्वया? 'विकटांसस्थलघोलमानजटाकलापेन' विकटौ–विस्तीर्णौ यौ अंसस्थलौ तयोर्घोलायमानो जटाप्राग्भारो यस्य स घोलन्तजटाकलापः तथाविधः तेन ॥ इति गाथार्थः ॥ २० ॥

## શબ્દાર્થ

| | |
|---|---|
| **तेहिं** ( तैः )=તેઓ વડે. | **सोहा** ( शोभा )=શોભા. |
| **परिवेढिएण** ( परिवेष्टितेन )=વીંટાયેલા. | **विअड** ( विकट )=વિશાળ. |
| **य** ( च )=વળી. | **अंस** ( अंस )=સ્કંધ, ખાંધ. |
| **वूढा** ( व्यूढा )=પ્રાપ્ત થઇ. | **त्थल** ( स्थल )=સ્થળ, પ્રદેશ. |
| **तुमए** ( त्वया )=તારાથી. | **घोलंत** ( प्रेङ्खत् )=સ્પર્શ કરતો, અડકતો. |
| **खणं** ( क्षणं )=એક પળ વાર. | **जडा** ( जटा )=જટા. |
| **कुल** ( कुल )=કુળ. | **कलाव** ( कलाप )=કલાપ, સમૂહ |
| **वइ** ( पति )=પતિ. | **विअडंसत्थलघोलंतजडाकलावेण**=વિશાળ સ્કંધ–પ્રદેશને સ્પર્શ કરતો છે જટા–સમૂહ જેમનો એવા. |
| **कुलवइस्स**=કુળપતિની, તાપસાચાર્યની. | |

## પદ્યાર્થ

તાપસોથી પરિવૃત પ્રભુ—

"વળી (હે નાથ! આ પ્રમાણે વન્દન કરવા આવેલા) તે તાપસો વડે વીંટાયેલ એવા અને વિશાળ સ્કંધ–પ્રદેશને સ્પર્શ કરતા જટા–સમૂહવાળા એવા તેં [1]ક્ષણ વાર કુળપતિની શોભા પ્રાપ્ત કરી."—૨૦

* * * *

**तुह रूवं पिच्छंता, न हुंति जे नाह! हरिसपडिहत्था ।**
**समणा वि गयमण च्चिय, ते केवलिणो जइ न हुंति ॥ २१ ॥**

[तव रूपं पश्यन्तो न भवन्ति ये नाथ! हर्षपरिपूर्णाः ।
समनस्का अपि गतमनस्का एव ते केवलिनो यदि न भवन्ति ॥]

प्र० वृ०—तुहत्ति । हे नाथ!–स्वामिन्! ये त्वद्रूपमवलोकयन्तः प्रीतिं न बिभ्रति ते समनस्का अपि गतमनस्का एव भवन्ति–असंज्ञिन एव । तत्र रूपं–नैसर्गिकमाङ्गिकशोभावैभवं, तच्च तथाविधशुभसंसारशुभभावनावशनिबिडनिकाचितात्भुततीर्थकृन्नामकर्मविनिर्मितं सर्वोत्तममेव भवति । एवंविधं च तव रूपं प्रेक्षमाणाः—साक्षात्कुर्वाणा ये प्राणिनः हर्षभरनिर्भरा भवन्ति न, ते समनस्का अपि–संज्ञिनोऽपि गतमनस्का–असंज्ञिन एव,

१ ક્ષણ વાર કહેવાનું કારણ એ છે કે ત્યાર પછી તો તરતજ તે તાપસોએ પ્રભુના ઉપદેશથી દીક્ષા ગ્રહણ કરવા માટે મુષ્ટિ વડે કેશનો લોચ કર્યો; એટલે તેઓ તાપસ મટીને મુનિ થયા.

समनस्काः ते कथम्? अमनस्का इति न?, किं सर्वेषामियमेव गतिरित्याह–यदि ते केवलज्ञानिनो न भवेयुः। केवलिनस्तु श्रमणलिङ्गधारिणोऽपि तथा स्थितेरेव भावमनोवैकल्येनामनस्का एव भवन्ति। इत्येकविंशतितमगाथार्थः ॥ २१ ॥

हे० वि०—रूपातिशयमुररीकृत्य स्तुतिमाह—( तुहरूवं )।

तव रूपं–भवतो रूपं–बिम्बं पश्यन्तः–अवलोकयन्तो (ये) न भवन्ति–न जायन्ते। प्रक्रमात् प्राणिनो गम्यन्ते। किंविधाः? हर्षपरिपूर्णाः। ते किम्? समनस्का अपि स्थावरा एव–एकेन्द्रिया एवेत्यर्थः। परं ते यदि द्रष्टारः केवलिनो न भवन्ति॥ ननु किं समनस्काः केवलिनो भण्यन्ते येनेदमुच्यते? "अमनस्काः केवलिनः" इत्यागमः। सत्यम्, किन्तु समणत्ति प्राकृतशब्देन उच्यन्ते। अतस्तेषां व्युदासः इति हृदयम् ॥ २१ ॥

## શબ્દાર્થ

तुह ( तव )=તારા.
रूवं ( रूपं )=રૂપને.
पिच्छंता ( पश्यन्तः )=જોનારા.
न ( न )=નહિ.
हुंति ( भवन्ति )=થાય છે.
जे ( ये )=જેઓ.
नाह! ( नाथ! )=હે પ્રભુ!
हरिस ( हर्ष )=હર્ષ, આનન્દ.
पडिहत्थ ( परिपूर्ण )=ભરપૂર.
हरिसपडिहत्था=હર્ષથી ભરપૂર.
समणा ( समनस्काः )=સંજ્ઞીઓ.
समणा ( श्रमणाः )=સાધુઓ.
वि ( अपि )=પણ
गय ( गत )=ગયેલુ.
मण ( मनस् )=મન, ચિત્ત.
गयमण=જતું રહ્યું છે મન જેનું એવા, અસજ્ઞી.
च्चिय( एव )=જ.
ते ( ते )=તેઓ.
केवलिणो ( केवलिन )=કેવલીઓ, સર્વજ્ઞ.
जइ ( यदि )=જો.

## પદ્યાર્થ

પ્રભુનું અનુપમ રૂપ—

"હે નાથ! તારૂં ( સર્વોત્તમ ) રૂપ જોનારા ( જીવો ) જો હર્ષથી પરિપૂર્ણ થતા નથી, તો જો તેઓ સર્વજ્ઞ ન હોય તો પછી તેઓ સંજ્ઞી હોવા છતાં પણ ખરેખર અસંજ્ઞી છે."—૨૧

## સ્પષ્ટીકરણ

સર્વજ્ઞમાં હર્ષનો અભાવ—

જે મનુષ્ય સર્વજ્ઞ હોય, તેને હર્ષ કે શોક સંભવતા નથી, કેમકે એ તો અજ્ઞાનજન્ય ચેષ્ટા છે. પૂર્વે નહિ દૃષ્ટિ-ગોચર કે શ્રવણ-ગોચર થયેલી હકીકતનો અનુભવ થવાથી પ્રાયઃ હર્ષ ઉત્પન્ન થાય છે. સર્વજ્ઞને તો પ્રતિક્ષણ ભૂત, વર્તમાન અને ભાવિ પદાર્થોનું જ્ઞાન હોવાથી તેના સંબંધમાં આ હકીકત ઘટી શકતી નથી.

પદ્ય-ધ્વનિ—

આ પદ્યમાંથી એવો સામન્ય અર્થ નીકળે છે કે સર્વજ્ઞ સમનસ્ક છે, કેમકે જો તેવો ભાવાર્થ નહિ નીકળતો હોય, તો 'સર્વજ્ઞ ન હોય તો' એમ ઉલ્લેખ કરવાની જરૂર રહેતે નહિ. પરંતુ

૧ જુઓ સ્થાનાંગ ( સ્થા૦ ૪ ), પ્રજ્ઞાપના તથા ભગવતીસૂત્ર.

સર્વજ્ઞ સમનસ્ક નથી કિન્તુ અમનસ્ક છે એમ આગમ કહે છે એવો ઉલ્લેખ શ્રીહેમચન્દ્રગણિ-કૃત ટીકામાં છે તેનું શું? આ સંબંધમાં નિવેદન કરવાનું કે કેવલીને દ્રવ્ય-મનજ છે પરંતુ તેમને ભાવ-મન નથી એટલે દ્રવ્ય-મનની અપેક્ષા પ્રમાણે સર્વજ્ઞો સમનસ્ક છે, કેમકે જરૂર પડે અનુત્તર વિમાનવાસી દેવ વિગેરેને તેમના પ્રશ્નનો ઉત્તર આપવા માટે તેઓ દ્રવ્ય-મનનો ઉપયોગ કરે છે; જ્યારે ભાવ-મનની અપેક્ષાએ તો તેઓ અમનસ્ક છે.

વિશેષમાં 'સમણા' શબ્દનો અર્થ શ્રમણો (સાધુઓ) થાય છે અને સર્વજ્ઞો પણ સાધુઓ છે, પરંતુ તેઓ સર્વજ્ઞ હોવાથી તેમનામાં હર્ષાદિકનો અભાવ છે એટલે તેમનો આ કોટિમાં અંતર્ભાવ કરવો નહિ એમ સૂચવવા 'સર્વજ્ઞ ન હોય તો' એવો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

* * * *

इदानीं स्वामिनो गुणानुगुणां स्तुतिं स्तुतिकृदाह—

**पत्ताणि असामन्नं, समुन्नइं जेहिं देवया अन्ने ।**
**ते दिंति तुम्ह गुणसं-कहासु हासं गुणा मज्झ ॥ २२ ॥**

[प्राप्तान्यसामान्यां समुन्नतिं यैर्दैवतान्यन्यानि ।
ते ददते तव गुणसङ्कथासु हासं गुणा मह्यम् ॥]

प्र० वृ०—पत्ताणित्ति । इह हि प्रेक्षापूर्वकारिणः प्रधानतमं किमपि पण्यं विचार्याङ्गीकुर्वन्ति तद्वदत्रापि विवेचकैः कैश्चित् सकलदोषकालुष्यकलङ्कविकलं जगद्गुरो! भवन्तं दैवतं मनसि कृत्य त्वद्गुणसङ्कथासु क्रियमाणासु परदेवानां विचार्यमाणा गुणा मम हास्यं ददतीति । अथ कानि तानि दैवतानि समुन्नतिं प्राप्तानि अत आह—अन्यानि च—अवीतरागत्वेन त्वद्व्यतिरिक्तानि । तव गुणगणाश्च तदीयेतिवृत्तादेव सर्वात्मनाऽवसेयाः । तेषामविचारितचारु चरितं ततो हरिहरब्रह्मादीनाम् अत एव तथाविधाभिरामगुणसङ्कथासु क्रियमाणासु कथमेषामेवंविधा गुणगणा मम हास्यं न ददति? यदेवंविधैरपि दैवतगुणगणैस्तानि जगति [1]निःसामान्यां—अनन्यसदृशीं समुन्नतिं प्राप्तानि, स च तदाराधकानामेव विचारचातुरीप्रपञ्चः ॥ इति द्वाविंशतितमगाथार्थः ॥ २२ ॥

हे० वि०—साम्प्रतं भगवद्गुणमाहात्म्यद्वारेण स्तवमाह—( पत्ताणित्ति ) ।

यैर्गुणैरन्ये देवता हरिहरादयः समुन्नतिं—समृद्धिं प्राप्ताः । किंविधाम्? [2]निःसामान्याम्—असाधारणाम् । ते गुणाः किं ददति—जनयन्ति? हासं—अवज्ञारूपम् । कस्य? मम—मे । कासु सतीषु? 'गुणसङ्कथासु' गुणानां भगवदाचरणरूपाणां सम्यक्कथावर्णनासु । कस्य सम्बन्धिनीषु? तव—भवतः ॥ इति गाथार्थः ॥ २२ ॥

---

१-२ 'असामा०' इति प्रतिभाति ।

## શબ્દાર્થ

**पत्ताणि** ( प्राप्तानि )=મેળવેલ.
**असामन्नं** ( असामान्या )=અસાધારણ.
**समुन्नइं** ( समुन्नतिं )=ઉન્નતિને, મોટાઇને.
**जेहिं** ( यैः )=જેમનાથી.
**देवया** ( देवतानि )=દેવોએ.
**अन्ने** ( अन्यानि )=અન્ય, બીજા.
**ते** ( ते )=તેઓ.
**दिंति** ( ददते )=આપે છે.
**तुम्ह** ( तव )=તારા.
**गुण** ( गुण )=ગુણ.
**संकहा** ( सत्कथा )=સંકથા, કીર્તન.
**गुणसंकहासु**=ગુણોની સંકથાઓને વિષે.
**हासं** ( हासं )=હાસ્યને, તિરસ્કારને.
**गुणा** ( गुणाः )=ગુણો.
**मज्झ** ( मह्यं )=મને.

## પદ્યાર્થ

**પ્રભુના ગુણોનું ગૌરવ—**

"જે ( [1]જગત્કર્તૃત્વાદિક ) ગુણો વડે ( હરિ, હર પ્રમુખ ) અન્ય દેવોએ અસાધારણ પ્રભુતાને પ્રાપ્ત કરી, તે ( કલ્પિત ) ગુણો ( હે નાથ! ) તારા ( સદ્‌ભૂત ) ગુણોના સંકીર્તનો થતાં હોય ત્યારે મને હાસ્ય ઉત્પન્ન કરે છે ( કેમકે હરિહરાદિકની મોટાઇ મિથ્યા આડંબરવાળી છે, કારણ કે એ મોટાઇનો આધાર તો કલ્પિત ગુણો છે અને તેનો તેમનામાં ખોટો આરોપ કરવામાં આવ્યો છે, જ્યારે તારી મોટાઇનો આધાર સાચા સદ્‌ભૂત ગુણો અવલંબીને છે )."—૨૨

* * * *

---

૧ 'જગત્-કર્તૃત્વ' એ કલ્પિત વસ્તુ છે અને તેથી ઈશ્વર જગત્-કર્તા છે એમ કહેવું તે ન્યાય-વિરૂદ્ધ છે. કોઇ પણ વસ્તુ સર્વથા ઉત્પન્ન થતી નથી કે સર્વથા તેનો નાશ થતો નથી, તો પછી ઈશ્વરે જગત્ ક્યારે, ક્યાંથી ( કઇ વસ્તુમાંથી તેમજ કયે સ્થળેથી ) અને કેમ ઉત્પન્ન કર્યું તે વિચારવું જોઇએ. જુઓ **શ્રીકુમારિલભટ્ટનો** શ્લોક-વાર્તિક ( શ્લો૦ ૪૪-૪૭ સમ્બ૦ ). વિચાર કરતાં એ જરૂર માલૂમ પડશે કે **જગત્-કર્તૃત્વ** એ વન્ધ્યા-પુત્ર જેવું છે.

વળી કેટલાક અન્ય દર્શનીયો પણ ઈશ્વરને જગત્-કર્તા માનતા નથી, એ વાત **સાંખ્ય-તત્ત્વકૌમુદીની** ૫૭ મી કારિકાના **વાચસ્પતિમિશ્ર** મહાશયે કરેલા વિવેચન ઉપરથી તેમજ **ભગવદ્-ગીતાના** પંચમ અધ્યાયના ૧૪ મા શ્લોક ઉપરથી પણ જોઇ શકાય છે.

અત્ર આ સંબંધમાં વિશેષ ઊહાપોહ ન કરતાં એ વિષયના તીવ્ર જિજ્ઞાસુને **સૂત્રકૃતાંગ** ( શ્રુ૦ ૧, અ૦ ૧, ઉ૦ ૩; શ્રુ૦ ૨, અ૦ ૧ ), **નન્દીસૂત્ર** ( સૂ૦ ૪૭ ), **શ્રીહરિભદ્રસૂરિ**કૃત **શાસ્ત્રવાર્તા-સમુચ્ચય** ( તૃતીય સ્તબક ) તેમજ **શ્રીહેમચન્દ્રાચાર્યે** રચેલી **અન્યયોગવ્યવચ્છેદિકા** દ્વાત્રિંશિકાના છઠ્ઠા શ્લોકનું મુનિરાજ **શ્રીમલ્લિષેણ**કૃત વિવરણ જોઇ જવા વિનતિ કરૂં છું, જ્યારે આનું ફક્ત દિગ્દર્શન કરવાની અભિલાષા ધરાવનારને તો **ન્યાયકુસુમાંજલિના** દ્વિતીય સ્તબકના ૧ થી ૯ સુધીના શ્લોકો ઉપરનું મદીય સ્પષ્ટીકરણ જોવા હું ભલામણ કરૂં છું.

**दोसरहिअस्स तुह जिण!, निंदावसरंमि भग्गपसराए।**
**वायाइ वयणकुसला वि, बालिसायंति मच्छरिणो ॥ २३ ॥**

**[ दोषरहितस्य तव जिन! निन्दावसरे भग्नप्रसरया।**
**वाचा वचनकुशला अपि बालिशायन्ते मत्सरिणः ॥ ]**

प्र० वृ०—दोसत्ति। हे [1]जितान्तरारे! जिन! तव निन्दावसरे मत्सरिणो बालिशायन्त इति। तत्र मत्सरिणो—विद्यमानाभिरामपरगुणग्रामासहिष्णवस्ते 'बालिशायन्ते' बालिशा—जडास्तद्वदाचरन्ति, मुग्धमूर्धाभिषिक्तायन्त इत्यर्थः। वचनकुशला अपि—वाक्प्रपञ्चचतुरा अपि। वाचा—गिरा। किंविशिष्टया? यतः कारणात् भग्नप्रसरया—मुकुलितविस्तारया। कस्मिन्नवसरे? तव निन्दावसरे—अश्लाघावादावसरे प्रस्तावे। किंविशिष्टस्य तव? दोषरहितस्य—तिलतुषत्रिभागमात्रेणापि दोषेणास्पृष्टस्य। अयमाशयः—दुर्जनाः सूचीरन्ध्रमात्रमपि दूषणं ज्ञात्वाऽसत्यान्यपि वचनीयान्यारोपयितुमुपक्रमन्ते। त्वयि तु परमाणुप्रमाणमपि दोषमनीक्षमाणाः सर्वथैव हताशा एव तपस्विनस्ते सञ्जाताः ॥ इति त्रयोविंशतितमगाथार्थः ॥२३॥

हे० वि०—भगवन्निर्दोषताकथनमुखेन श्लाघामाह—( दोसत्ति )।

अस्या गमनिका—हे जिन! दोषरहितस्य तव—कलङ्कवर्जितस्य भवतो निन्दावसरे—परिभवप्रस्तावे बालिशायन्ते—मूर्खा इवाचरन्ति। के? मत्सरिणः—परपरिवादिनः। कया? वाचा—गिरा। किंविधया? 'भग्नप्रसरया' भग्नो निर्दोषत्वात् भगवतः प्रसरः—प्रवेशो यस्याः सा तथोक्ता तया। किंविशिष्टा अपि त इत्याह—वचनकुशला अपि—स्थानान्तरेषु उक्तिनिपुणा अपि इति परमार्थः ॥ २३ ॥

## શબ્દાર્થ

**दोस** ( दोष )=દોષ, અવગુણ.
**रहिअ** ( रहित )=રહિત, વિનાના.
**दोसरहिअस्स**=અવગુણ વિનાના.
**तुह** ( तव )=તારા.
**जिण!** ( जिन! )=હે તીર્થંકર!
**निंदा** ( निन्दा )=નિન્દા.
**अवसर** ( अवसर )=પ્રસંગ.
**निंदावसरंमि**=નિન્દાના પ્રસંગે.
**भग्ग** ( भग्न )=ભાંગી ગયેલ.
**पसर** ( प्रसर )=પ્રસાર, વિસ્તાર.
**भग्गपसराए**=ભાંગી ગયો છે પ્રસાર જેનો એવી.
**वायाइ** ( वाचा )=વચન વડે, વાણી દ્વારા.
**वयण** ( वचन )=વચન.
**कुसल** ( कुशल )=કુશળ, ચતુર.
**वयणकुसला**=વચનમાં કુશળ.
**वि** ( अपि )=પણ.
**बालिसायंति** (बालिशायन्ते)=બાળક જેવી ચેષ્ટા કરે છે.
**मच्छरिणो** ( मत्सरिणः )=[2]મત્સરી.

---

१ 'जिन!–जितान्तरारे!' इति प्रतिभाति।

૨ આવા જનો પારકાના સદ્ભૂત ગુણોને સહન કરતા નથી એટલુંજ નહિ, પરંતુ એક તલ જેટલો પણ અન્યમાં દોષ હોય તો તેની નિન્દા કરવા મંડી જાય છે; કિન્તુ સર્વજ્ઞમાં દોષનો સર્વથા અભાવ

## પદ્યાર્થ

**પ્રભુના નિન્દકોની બાલિશતા—**

"હે તીર્થંકર! વચન (વદવા)માં કુશળ (એવા) મત્સરી (લોકો) પણ (સર્વથા) દોષ-રહિત એવા તારી નિંદા કરવાને પ્રસંગે ભાંગી ગયેલા પ્રસારવાળી વાણી (વદવા) વડે (જેમ તેમ બોલવાથી) બાળકના જેવી ચેષ્ટા કરે છે."—૨૩

* * * *

**अणुरायपल्लविल्ले, रइवल्लिफुरंतहासकुसुमंमि ।**
**तवताविओ वि न मणो, सिंगारवणे तुहल्लीणो ॥ २४ ॥**

**[ अनुरागपल्लववति रतिवल्लिस्फुरद्धासकुसुमे ।**
**तपस्तापितमपि न मनः शृङ्गारवने तव लीनम् ॥ ]**

**प्र० वृ०**—अणुरायत्ति । हे भुवनभूषण! विभो! तव मनः शृङ्गारवने न समाश्रितमिति । कथम्भूते शृङ्गारवने? 'अणुरायपल्लविल्ले' दर्शनस्य श्रवणस्य चानु-पश्चात् जायत इत्यनुरागः स एव पल्लवौघस्तेन पल्लववति । वनं हि पल्लवपेशलं भवति । शृङ्गारवनं क्षणे क्षणे नवनवां भङ्गीमङ्गीकुर्वाणस्यानुरागस्यैव तैस्तैरुत्कलिकाप्रकारैः पल्लवितं तस्मिन् । पुनः किंविशिष्टे? 'रइवल्लिफुरंतहासकुसुमंमि' तत्र रतिः—अनुरागस्यैव नैरन्तर्येण प्रवर्धमाना सन्ततिः, सा च यूनोः परस्परावलोकनमात्रात् सम्भोगादिभिः प्ररोहैर्निरन्तरं प्रसरन्ती वल्लिरिव वल्लिः तस्यां ललितं स्मितमेव कुसुमं यत्र तस्मिन् । तव मनः कथम्भूतम्? तपोभिरनशनादिभिस्तापितमपि—बाढं तपितमपि । तथा चोक्तम्—

"सन्तापितातिसंसारे यदि बत विश्रामभूमयो रामाः ।
ननु कुपितभोगिभोगच्छायाभिः किं कृतं तर्हि? ॥ १ ॥"—आर्या

अतः स्थाने शाश्वतसुखाभिलाषिणो भुवनबान्धवस्य मनः शृङ्गारवने न लीनम् ॥ इति चतुर्विंशतितमगाथार्थः ॥ २४ ॥

---

હોવાથી તેમની નિન્દા તો તેઓ અલ્પાંશે પણ કરી શકતા નથી. આવા જનોના સંબંધમાં શ્રીહેમચન્દ્રસૂરિના નીચે મુજબના ઉદ્‌ગારો મનન કરવા જેવા છે.

"गुणेष्वसूयां दधतः परेऽमी
मा शिश्रियन् नाम भवन्तमीशम् ।
तथापि संमील्य विलोचनानि
विचारयन्तां नयवर्त्म सत्यम् ॥"—ઉપજાતિ

—અન્યયોગવ્યવચ્છેદિકા દ્વાત્રિંશિકા, શ્લો૦ ૩

અર્થાત્ ખરેખર ગુણોને વિષે અદેખાઇ રાખનારા આ અન્ય (દાર્શનિકોએ) આપનો ઈશ્વર તરીકે આશ્રય લીધો નહિ, તોપણ નેત્રને મીંચીને (કયો) નીતિ-માર્ગ સત્ય (છે તે) તેમણે વિચારવું જોઇએ.

हे० वि०–भगवतो वीतरागतामुररीकृत्य स्तवमाह–(अणुरायत्ति)।

हे भगवन्! त्वन्मनः तपस्तापितमपि शृङ्गारवने–भोगकानने नाश्रितं–(तेन) न निवासः कृतः। किम्भूते? 'अनुरागपल्लववति' अनुराग एव पल्लवो विद्यते यस्य तत् तथा तस्मिन् अनुरागपल्लववति। "मंउवत्थम्मि मुणिज्जह आणा–इल्लं मणंतं च" इति प्राकृतलक्षणान्मत्वर्थीयः। तथा रतिर्वल्लीव यत्र तत् तथा तच्च तत् स्फुरद्धासकुसुमं च रतिवल्लीस्फुरद्धासकुसुमं तस्मिन्। यद्वा रतिरेव वल्ली तस्यां स्फुरद्धासकुसुमं यत्र तत् तथा तत्र। किमुक्तं भवति? यः किल तापेन–ग्रीष्मेण तापितो भवति स वनमाश्रयति। त्वन्मनस्तु तपसा तापितमपि शृङ्गारवने नाश्रितम्॥ इति गर्भार्थः॥ २४॥

## શબ્દાર્થ

**अणुराय** ( अनुराग )=[3]અનુરાગ, સ્નેહ.
**पल्लविल्ल** ( पल्लववत् )=પલ્લવવાળા.
**अणुरायपल्लविल्ले**=સ્નેહરૂપી પલ્લવવાળા.
**रइ** ( रति )=[4]રતિ.
**वल्लि** ( वल्लि )=લતા, વેલ.
**फुरंत** ( स्फुरत् )=વિકસતા, શોભતા.
**हास** ( हास )=હાસ્ય.
**कुसुम** ( कुसुम )=પુષ્પ, ફુલ.
**रइवल्लिफुरंतहासकुसुमम्मि**=(૧) રતિરૂપ વેલ તથા શોભતા હાસ્યરૂપ ફુલવાળા; (૨) રતિરૂપી લતા ઉપર સ્ફુરી રહેલા હાસ્યરૂપ પુષ્પવાળા.
**तव** ( तप )=તપશ્ચર્યા.
**ताविअ** ( तापित )=તપ્ત થયેલ.
**तवताविओ**=તપશ્ચર્યાથી તપ્ત થયેલું.
**वि** ( अपि )=પણ.
**न** ( न )=નહિ.
**मणो** ( मनः )=મન, ચિત્ત.
**सिंगार** ( शृङ्गार )=શૃંગાર.
**वन** ( वन )=વન, જંગલ..
**सिंगारवने**=શૃંગારરૂપ વનમાં.
**तुह** ( तव )=તારૂં.
**लीणो** ( लीनं )=આસક્ત થયેલ.

## પદ્યાર્થ

પ્રભુની અસાધારણ વીતરાગતા—

"(હે નાથ!) અનુરાગરૂપી પલ્લવવાળા અને રતિરૂપી લતાના ઉપર વિકસતા હાસ્યરૂપ પુષ્પવાળા એવા શૃંગારરૂપ વનમાં (અનશનાદિક) તપશ્ચર્યા(રૂપી તાપ)થી તપ્ત થયેલું પણ તારૂં ચિત્ત ચોંટ્યું નહિ (એ આશ્ચર્ય છે, કેમકે ગ્રીષ્મ ઋતુના તાપથી તપેલા જનો તો વનનો આશ્રય લે છે)."—૨૪

* * * *

---

૧ छाया—

मत्वर्थे जानीत ... ... ...।

२ अशुद्धं स्थलमिदमिति प्रतिभाति, सिद्धहेमे (८–२–१५९) निम्नलिखितोल्लेखप्रेक्षणात्—

"आलु–इल्ल–उल्ल–आल–वन्त–मन्त–इत्त–इर–मणा मतोः"

૩ દર્શન તેમજ શ્રવણ પછી ઉત્પન્ન થતો રાગ.

૪ અનુરાગની નિરંતર વધનારી સંતતિ.

साम्प्रतं भुवननाथस्य प्रस्तुतमेव मन्मथप्रत्यर्थितामाह—

**आणा जस्स विलइआ, सीसे सेस व्व हरिहरेहिं पि।**
**सो वि तुह झाणजलणे, मयणो मयणं विअ विलीणो ॥ २५ ॥**

[ आज्ञा यस्य विलगिता शीर्षे शेषेव हरिहराभ्यामपि ।
सोऽपि तव ध्यानज्वलने मदनो मदनमिव विलीनः ॥ ]

प्र० वृ०—आणत्ति । हे भगवन्! सोऽपि मदनस्तव ध्यानानले मदनमिव विलीन इति। यस्य मदनस्य—रतिपतेराज्ञा—शासनं हरिहराभ्यामपि शीर्षे—शिरसि विरचिता—सप्रणयमारोपिता । केव? शेषेव—समुचितेष्टदेवतानिर्माल्यमिव । हरिर्लक्ष्मीपतित्वेन प्रतीत एव, हरोऽपि पार्वतीप्राणनाथत्वेन । तद्देवाभ्यां सकलसुरासुरनमस्कृताभ्यां हरिहराभ्यां यदि मदनशासनं शिरसा धृतं, ततोऽप्रतिहतपराक्रमः कामस्तव ध्यानज्वलने समस्तकर्मेन्धनभस्मीकरणाक्षीणशक्तौ शुक्लध्यानधूमध्वजे झटिति मदनमिव विलीनः इति अहो तव प्रभावातिशय इति । इति पञ्चविंशतितमगाथार्थः ॥ २५ ॥

हे० वि०—इदानीं मदननिराकरणद्वारेण भगवतः स्तवमाह—(आणत्ति) ।

आज्ञा—शासनं यस्य मदनस्यावलम्बिता—धृता । केत्याह—शिरसि—मूर्ध्नि । काभ्यामपि? हरिहराभ्यामपि । केव? शेषेव—पूज्यमस्तकस्थानारोपणमिव । सोऽपि मारस्तव ध्यानज्वलने—ध्यानधूमध्वजे सति मदनमिव—सिक्थमिव विलीनः—प्रलयं गतः ॥ इति गाथार्थः ॥ २५ ॥

## શબ્દાર્થ

आणा ( आज्ञा )=આજ્ઞા, શાસન, હુકમ.
जस्स ( यस्य )=જેની.
विलइआ ( विलगिता )=ધારણ કરવામાં આવી.
सीसे ( शीर्षे )=મસ્તક ઉપર.
सेसा ( शेषा )=શેષ, ઇષ્ટ દેવને અર્પણ કરવામાં આવેલી વસ્તુનો નિર્માલ્ય અંશ.
व ( इव )=જેમ.
हरि ( हरि )=હરિ, વિષ્ણુ.
हर ( हर )=હર, મહાદેવ.
हरिहरेहिं=હરિ અને હર વડે.
पि ( अपि )=પણ.
सो ( सः )=તે.
वि ( अपि )=પણ.
तुह ( तव )=તારા.
झाण ( ध्यान )=ધ્યાન.
जलण ( ज्वलन )=અગ્નિ.
झाणजलणे=ધ્યાનરૂપી અગ્નિમાં.
मयणो ( मदनः )=[1]મદન, કંદર્પ, કામદેવ.
मयणं ( मदनं )=મીણ.
विअ ( इव )=જેમ.
विलीणो ( विलीनः )=ઓગળી ગયો.

## પદ્યાર્થ

કુટિલ કંદર્પના દર્પનું દલન—

"જેની આજ્ઞા હરિએ અને હરે પણ શેષની જેમ મસ્તકે ચઢાવી છે, તે (અપ્રતિ-

---

[1] આની માહિતી માટે જુઓ સ્તુતિ-ચતુર્વિંશતિકા (પૃ૦ ૧૪૨), ચતુર્વિંશતિકા (પૃ૦ ૫૯-૬૨) તેમજ શ્રીભક્તામર-સ્તોત્રની પાદપૂર્તિરૂપ કાવ્યસંગ્રહનો દ્વિતીય વિભાગ (પૃ૦ ૧૧૧-૧૧૩).

હત સામર્થ્યવાળો ) મદન પણ ( હે નાથ ! ) તારા ( શુક્લ ) ધ્યાનરૂપી અગ્નિમાં મીણની જેમ ઓગળી ગયો."—૨૫

## સ્પષ્ટીકરણ

**ધ્યાન-દિગ્દર્શન—**

ધ્યાનની વ્યાખ્યા કરતાં વાચકવર્ય શ્રીઉમાસ્વાતિ કથે છે કે—

"उत्तमसंहननस्यैकाग्रचिन्तानिरोधो ध्यानम्"

—તત્ત્વાર્થાધિગમસૂત્ર ( અ० ૯, સૂ० ૨૭ )

અર્થાત્ ઉત્તમ ( એટલે કે વજ્ર-ઋષભ-નારાચ, ઋષભ-નારાચ, નારાચ અને અર્ધ-નારાચ એ ચાર પૈકી ગમે તે ) સંહનનવાળા જીવનો એકાગ્રપણે ચિન્તાનો રોધ તે 'ધ્યાન' છે. આ ધ્યાન અંતર્મુહૂર્ત સુધી સંભવે છે.[1]

જૈન શાસ્ત્રમાં ધ્યાનના ચાર પ્રકાર પાડવામાં આવ્યા છે:—(૧) આર્ત, (૨) રૌદ્ર, (૩) ધર્મ અને (૪) શુક્લ. તેમાં પ્રથમના બે ધ્યાન સંસારના હેતુરૂપ છે, જ્યારે અન્તિમ બે ધ્યાનો તો મોક્ષના કારણભૂત છે. વિશેષમાં આ ચાર ધ્યાનો પૈકી આર્ત ધ્યાન સૌથી અનિષ્ટ છે, જ્યારે શુક્લ ધ્યાન સૌથી સારૂં છે.

આર્ત ધ્યાન અવિરત, દેશવિરત અને પ્રમત્ત સંયતોને સંભવે છે. એના ચાર પ્રકારો છે. જેમકે અનિષ્ટ વસ્તુનો યોગ થતાં તેને દૂર કરવા માટે-તેનો વિયોગ કેમ થાય તે માટે સતત ચિન્તન કરવું તે અનિષ્ટ-સંયોગ-આર્ત ધ્યાન છે. શારીરિક કે માનસિક દુ:ખ આવી પડતાં અર્થાત્ વ્યાધિથી ગ્રસ્ત બનતાં તેને દૂર કરવા માટે ચિંતા કર્યા કરવી તે રોગ-ચિન્તા-આર્ત ધ્યાન છે. વળી ઇષ્ટ વસ્તુનો વિયોગ થતાં તેને પ્રાપ્ત કરવાનાં સાધનો માટે આકુળ વ્યાકુળ થવું તે ઇષ્ટ-વિયોગ-આર્ત ધ્યાન છે. કામથી ઉદ્દીપ્ત થયેલા ચિત્તવાળા જીવો પુનર્જન્મમાં તેવા વિષયો પ્રાપ્ત કરવા માટે નિયાણુ કરે-[2]નિદાન કરે તે અગ્ર-શોચ-આર્ત ધ્યાન છે.

રૌદ્ર ધ્યાન અવિરત અને દેશવિરતનેજ હોય છે. એના પણ ચાર પ્રકારો છે. દ્વેષપૂર્વક જીવોને બાંધવા મારવા વિગેરે માટે સંકલ્પ કરવા તે હિંસા-રૌદ્ર ધ્યાન છે. અસત્યને સત્ય તરીકે સ્થાપવા માટેની ચિન્તા કરવી ઇત્યાદિ અસત્ય-રૌદ્ર ધ્યાન છે. પારકાનું દ્રવ્ય હરી લેવાના સંકલ્પાદિક સ્તેય-રૌદ્ર ધ્યાન છે. વિષયનાં સાધન માટે તેમજ પરિવારાદિકના રક્ષણ માટે ચિન્તા કર્યા કરવી તે વિષય-સંરક્ષણ-રૌદ્ર ધ્યાન છે.

[3]ધર્મ ધ્યાનના આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનને ઉદ્દેશીને ચાર ભેદો પડે છે. આજ્ઞા-ધ્યાન એટલે જિનેશ્વરની આજ્ઞાનો વિવેક. પરમ પુરૂષોની અબાધ્ય આજ્ઞાને અવલંબીને વસ્તુના સ્વરૂપનું યથાર્થપણે ચિન્તન કરવું તે 'આજ્ઞા' ધ્યાન છે. સન્માર્ગથી પતિત થવાથી ઉદ્ભવતી

૧ આ ઉત્કૃષ્ટ કાળ છે, કેમકે ત્યાર બાદ દુર્ધ્યાનનો પ્રાદુર્ભાવ થાય છે એમ ભગવાન્ સૂત્રકાર સ્વોપજ્ઞ ટીકામાં ઉલ્લેખ કરે છે.

૨ નિયાણુ એ પ્રાકૃત શબ્દ છે, જ્યારે નિદાન એ સંસ્કૃત છે. વ્રતાનુષ્ઠાનની ફલ-પ્રાપ્તિનો અભિલાષ એ એનો અર્થ છે. એના નવ પ્રકાર છે.

૩ ધર્મ-ધ્યાનના દશ પ્રકારો પણ જોવામાં આવે છે. આની પ્રતીતિના અભિલાષીએ શાસ્ત્રવાર્તા-સમુચ્ચયની સ્યાદ્વાદકલ્પલતાનું ૩૩૬ મું પત્રાંક જોવું. આ પત્રમાં અપાય, ઉપાય, જીવ, અજીવ, વિપાક, વિરાગ, ભવ, સંસ્થાન, આજ્ઞા અને હેતુ એ દશ પરત્વેના વિષય ( ચિન્તન ) રૂપ દશ પ્રકાર સૂચવવામાં આવ્યા છે.

પીડાનો વિવેક તે 'અપાય' ધ્યાન છે અર્થાત્ આ ધ્યાનમાં રાગ-દ્વેષરૂપ દોષોથી ઉત્પન્ન થતી હેરાનગતીનું અને તે દોષોના નાશનાં સાધનોનું ચિન્તન થાય છે. કર્મ-ફળના અનુભવનો વિવેક તે 'વિપાક' ધ્યાન છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવના સંયોગાનુસાર પ્રાણીઓને ભવ-ભ્રમણમાં વિચિત્ર ફળો ભોગવવાં પડે છે એવું જે ચિન્તન તે 'વિપાક' ધ્યાન છે. લોકની આકૃતિનો વિવેક તે 'સંસ્થાન' ધ્યાન છે. આકાશ સર્વવ્યાપી છે, તે સ્વપ્રતિષ્ઠિત અને અનન્તાનન્ત છે; એના મધ્ય-બિન્દુમાં આ લોક રહેલો છે; વળી આ લોકના ઊર્ધ્વ લોકાદિ ત્રણ વિભાગો છે ઇત્યાદિ પરિચિન્તન તે 'સંસ્થાન' ધ્યાન છે.

ધર્મ ધ્યાનના અધિકારીઓ આર્ત-રૌદ્ર ધ્યાન ધ્યાનારાથી આત્મિક ઉન્નતિના માર્ગમાં આગળ વધેલા છે. અપ્રમત્ત સંયત, ઉપશાંત-કષાય અને ક્ષીણકષાયને આ ધ્યાન સંભવે છે.

સર્વોત્તમ ધ્યાન તે શુકલ ધ્યાન છે. એના પણ ચાર ભેદો છેઃ—(૧) પૃથક્ત્વ-વિતર્ક, (૨) એકત્વ-વિતર્ક, (૩) સૂક્ષ્મ-ક્રિયા-અપ્રતિપાતી અને (૪) વ્યુપરત(સમુચ્છિન્ન)ક્રિયા-અનિવૃત્તિ.

આ ચાર ભેદોનું સ્વરૂપ વિચારીએ તે પૂર્વે એ નિવેદન કરવું આવશ્યક સમજાય છે કે ધર્મ-ધ્યાનમાં બાહ્ય વસ્તુનું અવલંબન હોય છે, જ્યારે આ શુકલ ધ્યાનમાં તો ફક્ત મનની અંદરજ અમુક તત્ત્વ સ્થાપિત કરી તેના પર્યાયોનું પરિચિન્તન છે. વળી શુકલ ધ્યાનમાં ચિત્તનો નિરોધ ખરી રીતે અનુભવાય છે. આથી કરીને આની મહત્તા-ઉત્તમતા સમજી શકાય છે.

જાદી જાદી રીતે-જૂદા જૂદા નયોને લક્ષ્યમાં રાખીને કોઇ એક દ્રવ્યના ઉત્પાદ, સ્થિતિ, લય, મૂર્તત્વ ઇત્યાદિ પર્યાયોનું પરિચિન્તન કરવું તે 'પૃથક્ત્વ-વિતર્ક' કહેવાય છે. એની અંદર શબ્દ, અર્થ અને યોગનું સંક્રમણ રહેલું છે અર્થાત્ એક શબ્દ ઉપર વિચાર કરી બીજા શબ્દ ઉપર, એક અર્થ ઉપર વિચાર કરી બીજા અર્થ ઉપર અને માનસિક, વાચિક અને કાયિક એ ત્રણ યોગો પૈકી એક યોગ ઉપર સ્થિર રહી બીજા યોગ ઉપર વિચાર કરાય છે.

શુકલ ધ્યાનનો બીજો પ્રકાર પ્રથમ પ્રકાર કરતાં ઘણોજ પ્રબળ છે, કેમકે પ્રથમ ભેદમાં એક દ્રવ્યના અન્યાન્ય પર્યાયોના પરિચિન્તન માટે અવકાશ છે, જ્યારે આ ભેદમાં તો એક દ્રવ્યના એકજ પર્યાયના પરિચિન્તનને માટે સ્થાન છે. વળી આ ધ્યાનમાં સંક્રમણ નથી એટલે એ અવિચાર પણ કહેવાય છે. ફક્ત એક પર્યાય ઉપરજ ચિત્તની એકાગ્રતા કરવી એ [1]અપૂર્વ સમાધિ છે. '**યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ**' એ મહર્ષિ **પતંજલિ**કૃત **યોગદર્શન**માં સમાધિ-પાદ નામના પ્રથમ પાદના દ્વિતીય સૂત્રમાં પ્રતિપાદન કરવામાં આવેલ યોગની પરાકાષ્ઠા આ ભેદમાંજ દૃષ્ટિ-

૧ આ સમાધિને 'અપૂર્વ' કે અદ્ભુત કહેવી તે અતિશયોક્તિ નથીજ; કેમકે જે એક અણુ (પરમાણુ) નયન-પથમાં આવી ન શકે-તેના એક પર્યાય ઉપર ચિત્ત-વૃત્તિને સુસ્થિર કરવી અર્થાત્ સમગ્ર બ્રહ્માણ્ડમાં ગમે તેમ ભ્રમણ કરવાના સ્વભાવવાળા મનને એક પરમાણુના પર્યાયના ચિન્તનમાં એકાગ્ર કરવું તે શું લોકોત્તર ધ્યાન નથી? આ ધ્યાનના અધિકારી મહાયોગીશ્વરો છે. વિશેષમાં પરમાણુ ઉપર સ્થિર થયેલ વિચારાત્મક મનનો નાશ કરવો સહેલ છે, કેમકે શું ઝેર ઉતારવામાં કુશળ જનો આખા શરીરમાં પ્રસરેલા ઝેરને જાદા જાદા અવયવોમાંથી ખેંચીને ફક્ત દંશ-સ્થાનમાં લાવી તેનો સત્વર ક્ષય કરતા નથી? આ ઉદાહરણ સ્વકપોલકલ્પિત નથી, પરંતુ કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચન્દ્ર સૂરિરાજ **અજિતનાથ-ચરિત્ર**ના ૩૪૧મા શ્લોકમાં કહે છે કે—

"त्रिजगद्विषयं ध्याने-नाणुनाऽणौ दधौ मनः ।
सर्वाङ्गीणं विषं दंशे, मन्त्रेणेव जगत्प्रभुः ॥"

ગોચર થાય છે. આ અનન્ય તેમજ અંતિમ માનસિક યોગ છે. અત્ર કૈવલ્યસાધક યોગની પૂર્ણાહુતિ થાય છે.

શુક્લ ધ્યાનના ઉપર્યુક્ત બે પ્રકારો તો ઉપશાંત કષાયી અને ક્ષીણકષાયી એમ બંનેને સંભવે છે, જ્યારે બાકીના બે પ્રકારો તો સર્વજ્ઞોનેજ હોય છે, અર્થાત્ છદ્મસ્થ જીવો તેના અધિકારી નથીજ.

શુક્લ ધ્યાનનો ત્રીજો પ્રકાર આયુષ્યના અન્તમાં પ્રાપ્ત થાય છે. આ ધ્યાનમાં મનોયોગ તથા વચન-વ્યાપારનો સંપૂર્ણ નિરોધ થાય છે, પરંતુ કાયિક ચેષ્ટાનો પૂરેપૂરો નિરોધ નથી, કેમકે આ સ્થિતિએ પહોંચેલા યોગીશ્વરને પણ શારીરિક સૂક્ષ્મ ક્રિયાઓ રહેલી હોય છે.

ત્રણ યોગવાળાને પૃથક્ત્વ-વિતર્ક, ગમે તે એક યોગવાળાને એકત્વ-વિતર્ક અને કેવળ કાયયોગવાળાને સૂક્ષ્મ-ક્રિયા-અપ્રતિપાતિ નામનું ધ્યાન હોય છે, જ્યારે અયોગીને-ચૌદમા ગુણ સ્થાનકે વર્તનારા પરમાત્માને વ્યુપરતક્રિયાઅનિવૃત્તિ ધ્યાન હોય છે. આ ધ્યાન તે સર્વોત્તમ ધ્યાન છે. શુક્લ ધ્યાનના ત્રીજા પ્રકારમાં કાયિક ચેષ્ટારૂપ રહી ગયેલી ન્યૂનતાને સર્વથા દૂર કરનારૂં ધ્યાન તે આ છે, અર્થાત્ આ અનુપમ ધ્યાનમાં શરીર-યોગનો સંપૂર્ણ નિરોધ થાય છે. આથી આને 'સમુચ્છિન્નક્રિય' પણ કહેવામાં આવે છે.

અ, ઇ, ઉ, ઋ, લૃ એ પાંચ હ્રસ્વ અક્ષરોનો સમુચિત રીતે ઉચ્ચાર કરવામાં જેટલો કાળ વ્યતીત થાય એટલા કાળ પર્યંતનુંજ આ ધ્યાન છે. આ કાળની પૂર્ણાહુતિ થતાં સંસારનો સદાને માટે સમૂળ ઉચ્છેદ થાય છે અને સિદ્ધિ-સુન્દરીનો સર્વથા સમાગમ થાય છે.

અત્ર એ પણ નિવેદન કરવું આવશ્યક સમજાય છે કે શુક્લ ધ્યાનનું સ્વરૂપ **इयाणिं सुक्कझाणं तत्थ पुहुत्तवितक्कं** ઇત્યાદિ શબ્દો દ્વારા **દશવૈકાલિકચૂર્ણિ**માં દૃષ્ટિગોચર થાય છે. વળી આનું સ્વરૂપ **શ્રીસિદ્ધસેન દિવાકર**કૃત **સમ્મતિતર્ક**ની વ્યાખ્યામાં **पृथक्त्ववितर्कसप्रवीचारं** થી શરૂ થયેલું નજરે પડે છે. દિગમ્બર ગ્રન્થો પૈકી **શ્રીશુભચન્દ્ર** આચાર્યકૃત **જ્ઞાનાર્ણવ** ( પ્ર૦ ૪૨ )માં પણ આ ધ્યાનનું સુંદર વર્ણન છે.

આ ઉપરથી શુક્લ ધ્યાનનું ગૌરવ કેવું અપ્રતિમ છે તે સમજી શકાશે અને તેમ થતાં 'મદન પણ શુક્લ ધ્યાનરૂપ અગ્નિમાં મીણની જેમ ઓગળી ગયો' એમ જે આ પદ્યમાં સૂચવવામાં આવ્યું છે, તે યથાર્થ છે એમ જોઇ શકાશે.

ધ્યાનનું દિગ્દર્શન કરાવવાનો હેતુ પદ્યાર્થની પ્રતીતિ કરાવવા પૂરતોજ હોવાથી હવે ધ્યાનના સંબંધમાં વિશેષ ઊહાપોહ નહિ કરતાં તેના જિજ્ઞાસુ પૈકી ગુજરાતી પાઠક-વર્ગને **અધ્યાત્મતત્ત્વાલોક**નું ધ્યાનસિદ્ધિ નામનું છઠ્ઠું પ્રકરણ જોવા અને સંસ્કૃતજ્ઞને તો **યોગશાસ્ત્ર**નો [1]ખાસ કરીને દશમો પ્રકાશ, **અધ્યાત્મસાર**નો સોળમો અધિકાર, **ધ્યાનશતક** વગેરે પ્રૌઢ ગ્રન્થો જોવા વિનવી આ વિવરણથી વિરમું છું.

* * * *

૧ ખાસ કરીને એમ કહેવાનું કારણ એ છે કે કલિકાલસર્વજ્ઞે સાતમા પ્રકાશમાં પિંડસ્થ, આઠમા પ્રકાશમાં પદસ્થ અને નવમા પ્રકાશમાં રૂપસ્થ ધ્યાનનો વિષય આલેખ્યો છે, જ્યારે દશમા પ્રકાશમાં રૂપાતીત ધ્યાન વિષે મનનીય વિચારો પ્રકટ કરતાં સાથે સાથે ધર્મ ધ્યાન અને શુક્લ ધ્યાનનું પણ આબેહુબ વર્ણન સૂરીશ્વરે કર્યું છે.

साम्प्रतं मथिते भुवननाथे मन्मथमहीनाथे तत्सैन्यकानामवस्थाविशेषमाह—

**पइं नवरि निरभिमाणा, जाया जयदप्पभंजणुत्ताणा।**
**वम्महनरिंदजोहा, दिट्ठिच्छोहा मयच्छीणं ॥ २६ ॥**

**[ त्वयि केवलं निरभिमाना, जाता जगद्दर्पभञ्जनोत्तानाः।**
**मन्मथनरेन्द्रयोधा दृष्टिक्षोभा मृगाक्षीणाम् ॥ ]**

प्र० वृ०–पइन्ति। हे स्वामिन्! मन्मथनरेन्द्रयोद्धारः नवरं–केवलं त्वय्येव निरभिमाना जाता इति। तत्र मन्मथ एव सकलजगज्जेतृत्वेन नरेन्द्रः। युध्यन्त इति योधाः–सुभटास्तस्य। पइं–त्वयि नवरं–केवलं निरभिमाना–[नष्टाः] निरहङ्कारा जाताः। अथ के ते योद्धाः? 'दिट्ठिच्छोहा मयच्छीणं' मृगाक्षीणां–भयतरलकुरङ्गशावकचपललोचनानां दृग्विक्षेपाः–सविकारावरावलोकनविशेषाः। पुनः किंविशिष्टाः? जयदप्पत्ति। जगच्छब्देन जगद्वर्तिनस्तेषां दर्पः–अवष्टम्भस्तस्य भञ्जनं तेनोत्तानाः ॥ इति षड्विंशतितमगाथार्थः ॥२६॥

हे० वि०–अधुना मदनयोधानां भगवद्विषयेऽसामर्थ्यप्रतिपादनद्वारेण स्तवमाह—( पइन्ति )।

हे भगवन्! त्वय्येव विषये। नवरंशब्दस्यावधारणार्थत्वादेवमुच्यते। निरभिमाना–निरहङ्कारा जाताः। किंविधास्ते? मन्मथनरेन्द्रयोधा–मारनृपतिभटाः। पुनः कीदृक्षाः? जगद्दर्पभञ्जनोत्तानाः–भुवनप्रभावजयोच्छेदकाः ॥ इत्यक्षरार्थः ॥ २६ ॥

### શબ્દાર્થ

**पइं** ( त्वयि )=તારે વિષે.
**नवरि** ( केवलं )=કેવલ.
**निरभिमाणा** ( निरभिमानाः )=ગર્વ રહિત.
**जाया** ( जाताः )=થયા.
**जय** ( जगत् )=દુનિયા.
**दप्प** ( दर्प )=દર્પ, ગર્વ, અભિમાન.
**भंजण** ( भञ्जन )=ભંગાણુ, નાશ.
**उत्ताण** ( उत्तान )=ઉન્મુખ, તત્પર.
**जयदप्पभंजणुत्ताणा**=જગત્‌ના ગર્વને તોડી પાડવામાં તત્પર.
**वम्मह** ( मन्मथ )=કંદર્પ, કામદેવ.
**नरिंद** ( नरेन्द्र )=રાજા.
**जोह** ( योध )=સુભટ, લડવૈયો.
**वम्महनरिंदजोहा**=કામદેવ રાજાના સુભટો.
**दिट्ठि** ( दृष्टि )=દૃષ્ટિ.
**छोह** ( क्षोभ )=ક્ષોભ.
**दिट्ठिच्छोहा**=દૃષ્ટિ-ક્ષોભો.
**मय** ( मृग )=હરણ.
**अच्छि** ( अक्षिन् )=નેત્ર, આંખ.
**मयच्छीणं**=મૃગાક્ષીઓના, હરણનાં જેવાં નેત્રવાળી સ્ત્રીઓના.

### પદ્યાર્થ

મદનની સેનાની છિન્ન-ભિન્નતા—

"જગત્ (નિવાસી જનો)ના દર્પને દળવાને સમર્થ એવા કંદર્પ નૃપતિના સુભટરૂપ મૃગાક્ષીઓના કટાક્ષો કેવળ આપના વિષે નિરભિમાની બન્યા છે ( અર્થાત્ ફાવી શક્યા નથી )."—૨૬

## સ્પષ્ટીકરણ

**આ પદ્યનો પૂર્વનાં બે પદ્યો સાથે સંબંધ—**

૨૪મા પદ્યમાં નિવેદન કરવામાં આવ્યું છે કે કંદર્પ નૃપતિની શૃંગાર નામની રાજધાનીનો પ્રભુએ વિક્ષેપ કર્યો. ત્યાર બાદ ૨૫મા પદ્યમાં એવો ઉલ્લેખ છે કે કંદર્પને પ્રભુએ પરાજિત કર્યો. આ પ્રમાણે કંદર્પરૂપ નાયકને હારી ગયેલો જોઇને તેનું મૃગાક્ષીના કટાક્ષરૂપ સૈન્ય જેમ નિર્નાયક સમુદાય અસ્ત-વ્યસ્ત થઇ જાય તેમ પોતાનું શૂરાતન અજમાવવામાં અસમર્થ બન્યું, એ આ પદ્યનો સાર છે.

* * * *

साम्प्रतं त्वद्वचनस्य प्रभावमभिधित्सुराह—

**विसमा रागद्दोसा, निंता तुरय व्व उप्पहेण मणं ।**
**ठायंति धम्मसारहि !, दिट्ठे तुह पवयणे नवरं ॥ २७ ॥**

**[ विषमौ रागद्वेषौ नयन्तौ तुरगाविवोत्पथेन मनः (अनः) ।**
**तिष्ठतो धर्मसारथे ! दृष्टे तव प्रवचने केवलम् ॥ ]**

प्र० वृ०—विसमत्ति । हे धर्मसारथे ! तव प्रवचने दृष्टे रागद्वेषौ प्राणिनां मन उत्पथेन नयन्तौ अवतिष्ठेते । तत्र मनोज्ञेषु शब्दादिषु प्राणिनां मनो रञ्जयति–आसक्तं करोतीति रागः, तेष्वेवामनोज्ञेषु देहिनां मनो द्वेष्टि–अप्रीतिं करोतीति द्वेषः, रागश्च द्वेषश्च रागद्वेषौ । किंविशिष्टौ ? विषमौ–अनन्तभवोपलालनलब्धप्रसरत्वेन विदुषाऽपि दुर्जयौ । ज्ञानदर्शनचारित्रात्मको मोक्षमार्गस्तस्मादितरः समस्तोऽप्युत्पथः । धर्मसारथिः । तत्र दुरन्तचतुर्गतिकसंसृतिप्रपतत्प्राणिगणान् धारयतीति धर्मः स एव रथः । अत्र सूत्रे धर्मस्य रथत्वमभणितमिति सारथिशब्दोपादानसामर्थ्यलभ्यं, भगवानेव सारथिस्तस्य सम्बोधनम् । तौ रागद्वेषौ केवलं तवैव प्रवचने दृष्टे उत्पथे न प्रेरयतः । तथाचोक्तिः–निंता तुरय व्वत्ति । यथा विषमौ–दुर्दान्तौ तुरङ्गमौ अनः–शकटं रथं उत्पथेन–अक्षुण्णमार्गेण नयन्तौ सारथेः प्रवचने–प्राजनदण्डे दृष्टे उत्पथं विहाय पथ्येवावतरतः ॥ इति सप्तविंशतितमगाथार्थः ॥ २७ ॥

हे० वि०—साम्प्रतं प्रवचनप्रभावप्रतिपादनमुखेन स्तवमाह—( विसमत्ति ) ।

हे धर्मसारथे !–धर्मस्यन्दनप्रवर्तक ! तव प्रवचने दृष्टे–भवच्छासनेऽवलोकिते सति, किम् ? विषमौ यौ रागद्वेषौ तौ नवरं–निश्चितं तिष्ठतः–निवर्तेते । किं कुर्वतः ? नयन्तः–प्रापयन्तः । किं तत् ? मनः–चित्तम् । केनेत्याह—उत्पथेन–उन्मार्गेण । काविव? तुरगाविव–तुरङ्गमाविव । किमुक्तं भवति ? यथा विषमौ तुरगौ–दुर्दमौ वाजिनौ प्रधानसारथिप्रवयणे–तोत्रे दृष्टे सति उत्पथेन अनः–शकटं नयन्तौ तिष्ठतः–स्वस्थौ स्तः तथा रागद्वेषावपि इत्युपदेशः ॥ २७ ॥

## શબ્દાર્થ

विसमा ( विषमौ )=વિષમ, દુર્જેય.
राग ( राग )=રાગ.
दोस ( द्वेष )=દ્વેષ.
रागद्दोसा=રાગ અને દ્વેષ.
निंता ( नयन्तौ )=દોરી જતા.
तुरया ( तुरगौ )=અશ્વો, ઘોડાઓ.
व्व ( इव )=જેમ.
उप्पहेण ( उत्पथेन )=ઉન્માર્ગે, ખોટે રસ્તે.
मणं ( मनः )=ચિત્તને.
उप्पहेणं ( उत्पथेन )=ઉન્માર્ગે.
अणं ( अनः )=શકટ, ગાડું.
ठायंति (तिष्ठतः )=ઊભા રહે છે.
धम्म ( धर्म )=ધર્મ.
सारहि ( सारथि )=સારથિ, રથ હાંકનાર.
धम्मसारहि !=હે ધર્મ( રૂપી રથના ) સારથિ !
दिट्ठे ( दृष्टे )=જોયે.
तुह ( तव )=તારો.
[1]पवयणे ( प्रवचने )=સિદ્ધાન્ત.
नवरं ( केवलं )=જ.

## પદ્યાર્થ

**જિન-શાસનનો પ્રભાવ—**

"જેમ રથને ખોટે માર્ગે લઇ જનારા અશ્વો સારથિની ચાબૂક જોતાં તેમ કરતાં અટકી જાય છે તેમ હે ધર્મ( રૂપી રથ )ના સારથિ! જ્યારે તારાજ સિદ્ધાન્તના દર્શન થાય છે, ત્યારે ચિત્તને ઉન્માર્ગે દોરી જનારા વિષમ રાગ અને દ્વેષ ઊભા રહી જાય છે ( અર્થાત્ તેનું કંઇ જોર ચાલતું નથી )."—૨૭

## સ્પષ્ટીકરણ

**ધર્મ-સારથિ—**

**નમુત્થુણં** યાને **શક્રસ્તવ**ની છઠ્ઠી ગાથાના ઉત્તરાર્ધમાં **धम्मसारहीणं** એવું જે વિશેષણ તીર્થંકરને ઉદ્દેશીને યોજવામાં આવ્યું છે, તેના ભાવને આ પદ્ય સ્ફુટ કરે છે. એ તો સુવિદિત વાત છે કે રથને સન્માર્ગે કે ઉન્માર્ગે દોરી જવામાં ઘોડાઓ જેટલે અંશે જવાબદાર છે તેના કરતાં તેની લગામ હાથમાં રાખનાર સારથિ વિશેષ જવાબદાર છે, કેમકે ઘોડાઓ રથને કુમાર્ગે લઇ જવા આગ્રહ કરતા હોય તો તેને પણ સારથિ ચાબૂક વડે સીધા દોર બનાવી રથને ખાડામાં પડતો અટકાવી શકે છે.

હું ભૂલતો નહિ હોઉં તો એ કહેવું ખોટું નહિ ગણાય કે પાંડવો અને કૌરવો વચ્ચેના તુમુલ યુદ્ધમાં **અર્જુને** શ્રીકૃષ્ણને પોતાના રથના સારથિ થવા જે વિજ્ઞપ્તિ કરી હતી તે સારથિના ગૌરવને લક્ષ્યમાં રાખીને કરી હશે. આ ઉપરથી એમ પણ સૂચન થાય છે કે મહાવિગ્રહમાં પ્રાપ્ત થતી સફળતા પણ જ્યારે સારથિને અવલંબીને રહેલી છે, તો આવા અનેક મહાવિગ્રહને પણ પરાસ્ત કરનારા સંસારી જીવ અને કર્મ રાજા વચ્ચેના યુદ્ધમાં તો વિજય મેળવવા માટે યોગ્ય સારથિ આવશ્યકજ છે એમ સહેલાઇથી સમજી શકાય છે. આવા સારથિ **શ્રીઋષભદેવ** જેવા પરમાત્મા-આપ્ત પુરૂષ છે એમ કવિરાજ સૂચવે છે.

* * * *

[1] 'પવયણ'ના (૧) પ્રવચન અર્થાત્ જૈન શાસ્ત્ર અને (૨) પ્રાજન અર્થાત્ ચાબુક એમ બે અર્થો થાય છે. પરંતુ પ્રથમ અર્થવાચક શબ્દ નપુંસકલિંગનો છે, જ્યારે દ્વિતીય અર્થવાચક શબ્દ પુંલિંગનો છે.

पच्चलकसायचोरे, सइसंनिहिआसिचक्कधणुरेहा ।
हुंति तुह च्चिअ चलणा, सरणं भीआण भवरन्ने ॥ २८ ॥
[ प्रत्यलकषायचौरे सदासन्निहितासिचक्रधनूरेखौ ।
भवतस्तवैव चरणौ शरणं भीतानां भवारण्ये ॥ ]

प्र० वृ०—पच्चलत्ति । हे जगत्त्रयत्राणप्रवीण! भगवन्! भवारण्ये भीतानां भवच्चरणावेव शरणम् । भव० इति, तत्र भव एवारण्यं भवारण्यं तस्मिन् भवारण्ये–संसारकान्तारे भीतानां देहिनां तवैव चरणौ–पादौ शरणं–त्राणस्थानम्, नान्यस्य । किंविशिष्टे भवारण्ये? पच्चलत्ति । प्रत्यला–दक्षास्तथाविधवञ्चनप्रपञ्चविपश्चितः कष्यन्ते–हिंस्यन्ते नरकादिगतिष्वात्मानोऽस्मिन्निति कषः–संसारः तस्य आयः–वृद्धिः येभ्यस्ते कषायास्त एव ज्ञानादिसर्वस्वापहरणत्वेन संयमजीवितव्यव्ययहेतुत्वेन च चौराः–तस्कराः यस्मिन् प्रत्यलकषायचौरे । किंविशिष्टौ तव चरणौ? सइसन्निहिअत्ति । सदा–निरन्तरं सन्निहिताः–समीपस्थाः खड्गचक्रधनूरूपा रेखा ययोस्तौ । अयमर्थः—यथाऽरण्ये प्रत्यलचौरे आयुधवन्तः शरणं भवन्ति तथा भवारण्येऽपि । इति अष्टाविंशतितमगाथार्थः ॥ २८ ॥

हे० वि०—इदानीं भगवच्चरणशरणत्वविधानेन स्तुतिमाह—( पच्चलत्ति ) ।

हे नाथ! भवारण्ये–संसारकान्तारे भीतानां देहिनां तवैव चरणौ शरणं–त्राणस्थानं भवतः, नान्यस्य । किंविधे भवारण्ये? 'प्रत्यलकषायचौरे' प्रत्यलाः–समर्था ये कषायाः–क्रोधादयस्त एव दुःखहेतुत्वात् चौराः–तस्करा यस्मिन् तत् तथा तस्मिन् । उक्तं च

"कम्मं कसं भवो वा कसमाओ सिं जओ कसाया ते ।
कसमाययंति व जओ गमयंति कसं कसायत्ति ॥ १ ॥"
—(विशेषावश्यके गा० १२२८)

तथा किंविधावित्याह—सदा–नियतं सन्निहिताः–समीपवर्तिनोऽसिचक्रधनूरूपा रेखा ययोस्तौ तथा । किमुक्तं भवति? यथाऽरण्ये प्रत्यलचौरे आयुधवन्तः शरणं भवन्ति, तथा भगवच्चरणावपि ॥ इति गाथार्थः ॥ २८ ॥

## શબ્દાર્થ

| | |
|---|---|
| पच्चल ( प्रत्यल )=સમર્થ, પ્રબળ. | संनिहिअ ( सन्निहित )=સમીપવર્તી, પાસે રહેલ. |
| कसाय ( कषाय )=કષાય. | असि ( असि )=તરવાર. |
| चोर ( चौर )=ચોર. | चक्क ( चक्र )=ચક્ર. |
| पच्चलकसायचोरे=સમર્થ કષાયરૂપ ચોર છે જેને વિષે એવા. | धणु ( धनुस् )=ધનુષ્ય. |
| सइ ( सदा )=હમેશાં. | रेहा ( रेखा )=રેખા. |

૧ છાયા માટે જુઓ ૯૦ મું પૃષ્ઠ.

**सइसंनिहिआसिचक्कधनुरेहा**=સદા સમીપ રહેલી છે તરવાર, ચક્ર અને ધનુષ્યરૂપી રેખાઓ જેને વિષે એવાં.
**हुंति** ( भवन्ति )=થાય છે.
**तुह** ( तव )=તારાં.
**चिअ** ( एव )=જ.
**चलणा** ( चरणौ )=ચરણો, પગો.
**सरणं** ( शरणं )=શરણ, આશ્રય.
**भीआण** ( भीतानां )=બીધેલાના.
**भव** ( भव )=સંસાર.
**रन्न** ( अरण्य )=વન, જંગલ.
**भवरन्ने**=સંસારરૂપ જંગલમાં.

## પદ્યાર્થ

**ભવારણ્યમાં પ્રભુનું ચરણ શરણ—**

"હે ભગવન્! જેમાં પ્રબળ કષાયરૂપ ચોરો ( વસે ) છે એવા સંસારરૂપ જંગલમાં ભયભીત ( જીવો )ને તરવાર, ચક્ર અને ધનુષ્યરૂપી રેખાઓથી સર્વદા [1]લાંછિત એવાં તારાંજ ચરણો શરણ( રૂપ ) છે."—૨૮

## સ્પષ્ટીકરણ

**કષાયની વ્યુત્પત્તિ—**

પ્રાયઃ દરેક શબ્દનો અર્થ તેની વ્યુત્પત્તિનો બોધ થતાં સ્ફુરે છે, તો કષાયની અર્થ-દીપક વ્યુત્પત્તિ વિચારવી અસ્થાને નહિ ગણાય. આ સંબંધમાં પૂર્વધર આચાર્યવર્ય શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણકૃત **શ્રીવિશેષાવશ્યક**ની ૧૨૨૮ મી તથા ૧૨૨૯ મી ગાથા દિવ્ય પ્રકાશ પાડે છે, કેમકે તેમાં કહ્યું છે કે—

> "**कम्मं कसं भवो वा कसमाओ सिं जओ कसाया ते ।**
> **कसमाययंति व जओ गमयंति कसं कसायत्ति ॥ १२२८ ॥**
> **आओ व उवादाणं तेण कसाया जओ कसस्साया ।**
> **( चत्तारि बहुवयणओ एवं बिइयादओ वि मया ) ॥ १२२९ ॥**"[2]

અર્થાત્—'કષ' એટલે કર્મ અથવા ભવ ( સંસાર ) તેનો 'આય' એટલે લાભ જેથી થાય તે 'કષાય'; અથવા કર્મ કે સંસાર જેથી આવે તે 'કષાય;' અથવા જે છતાં જીવ કર્મ કે સંસારને પામે તે 'કષાય'. આયનો અર્થ ઉપાદાન હેતુ એમ પણ થઇ શકે છે. સંસાર યા કર્મનો ઉપાદાન હેતુ તે 'કષાય' છે. ( બહુવચનના પ્રયોગથી એ કષાયો ચાર છે અને દેશવિરતિ આદિ ગુણોના અનુક્રમે ઘાતક હોવાથી તે બીજો, ત્રીજો અને ચોથો કહેવાય છે. )

કષાયના ક્રોધ, માન, માયા અને લોભ એમ ચાર પ્રકારો છે. આના સંબંધમાં અત્ર ઊહા-

---

૧ જિનેશ્વરનો દેહ ૧૦૦૮ લક્ષણોથી અંકિત હોય છે. આમાંનાં ૩૨ લક્ષણો સંબંધી હકીકત ચતુર્વિંશતિકા ( પૃ૦ ૫૮-૫૯ )માં વિચારમાં આવી છે. બાકી ૧૦૦૮ લક્ષણોનાં નામો કોઇ ગ્રન્થમાં જોવામાં આવતાં નથી.

૨ છાયા—

> कर्म कषं भवो वा कषमाय एषां यतः कषायास्ते ।
> कषमाययन्ति वा यतो गमयन्ति कषं कषाया इति ॥
> आयो वोपादानं तेन कषाया यतः कषस्यायाः ।
> ( चत्वारो बहुवचनत एवं द्वितीयादयोऽपि मताः ) ॥

પોહ ન કરતાં તેના જિજ્ઞાસુને શ્રીવીર-ભક્તામરના ૧૪ મા પદ્યનું સ્પષ્ટીકરણ (પૃ૦ ૩૨-૩૭) જોવા ભલામણ કરૂં છું.

* * * *

तुह समयसरब्भट्टा, भमंति सयलासु रुक्खजाईसु ।
सारणिजलं व जीवा, ठाणट्ठाणेसु बज्झंता ॥ २९ ॥

[ तव समयसरोभ्रष्टा भ्राम्यन्ति सकलासु रूक्षजातिषु ।
सारणिजलमिव जीवाः स्थानस्थानेषु बध्यमानाः ॥ ]

प्र० वृ०—तुह समयत्ति । हे भुवनमानो! भगवन्! जीवाः सकलास्वपि रूक्षजातिषु भ्राम्यन्तीति सण्टङ्कः । जीवाः । 'जीव प्राणधारणे' ( पा० धा० ५६२ ) जीवन्ति-देशविधप्राणान् धारयन्तीति जीवाः । तथा रुक्खजाईसु । 'जनी प्रादुर्भावे' ( पा० धा० ११४९ ) जायन्ते-प्रादुर्भवन्ति प्राणिनः एतास्विति जातयो-योनयः पृथिवीकायाद्याः रूक्षाः-कर्कशाः क्लेशावेशवैशसविश्रामनपराः, रूक्षाश्च ता जातयश्च रूक्षजातयस्तासु । कतिसङ्ख्योपेतासु? सकलासु-चतुरशीतिलक्षप्रमाणासु । किंविशिष्टा जीवाः? तुह समयत्ति । तव सम्बन्धी यः समयः-सिद्धान्तः स एव स्वादुः सुन्दरोपदेशामृतपूरपूरितत्वेन तत्तदतिशयकुशेशयसहस्रशोभितत्वेन च सर इव सरः तस्माद् भ्रष्टा-बहिर्भूताः । कुतोऽपि पुण्ययोगात् तं प्राप्यापि परिपतितपरिणामत्वेन सर्वथैव तद्गन्धमात्रेणापि वन्ध्याः । पुनः किंविशिष्टाः सन्तः? ठाणट्ठाणेसुत्ति, स्थानस्थानेषु-योनिषु बध्यमानाः नागपाशैरिव निगडनिकाचितैः प्रस्तावात् कर्मभिः श्लेष्यमाणाः, भवे भवे नवं नवं कर्मराशिमर्जयन्त इत्यर्थः । सुकरो हि सर्वासु चेष्टासु भगवदुपदेशवन्ध्यैः कर्मबन्धः । उपमामाह—जीवाः किमिव भ्राम्यन्ति? सारि(र)णिजलं व-कुल्याजलमिव । कुतोऽपि तथाविधागाधतडागात्-तटाकात् केनचिदवतारेणोपवाहितं (जलं) सकलासु नागपुन्नागतिलकचम्पकाशोकबकुलसहकारादिषु वृक्षजातिषु[3] भ्राम्यति । किंविशिष्टं सत्? स्थानेषु स्थानेषु आलवालेषु बध्यमानमेकस्मिन् पूरितेऽन्यत्र सञ्चारणाय । अत्र च जीवानां सारणीजलेन रूक्षजातीनां वृक्षजात्या समयस्य सरसा सहोपमानोपमेयम् । इति एकोनविंशतितमगाथार्थः ॥ २९ ॥

हे० वि०—साम्प्रतं भगवत्सिद्धान्तभ्रष्टानां दोषकथनमुखेन स्तवमाह—(तुह समयत्ति)। हे नाथ! तव समयसरिद्भ्रष्टा—भवत्सिद्धान्तनदीविकला भ्रमन्ति-पर्यटन्ति । के ते? जीवाः-प्राणिनः । कासु? वृक्षजातिषु, हीनजातिष्वित्यर्थः । किमिवेत्याह—सारि(र)णिजलं व-कुल्यावारि इव । किंविधाः? बध्यमानाः । कर्मणेति गम्यते । केषु? स्थानस्थानेषु नर-

---

१ सरित्ति पाठो विवरणकारमते इति प्रतिभाति ।

२ दश प्राणाः—

"पञ्चेन्द्रियाणि त्रिविधं बलं च, उच्छ्वासनिःश्वासमथान्यदायुः ।
प्राणा दशैते भगवद्भिरुक्ता-स्तेषां वियोजीकरणं तु हिंसा ॥"

एतत् पद्यं साक्षिरूपेण निरदेशि श्रीमलयगिरिसूरिभिः जीवाजीवाभिगमवृत्तौ ( पत्राङ्के १०६तमे ) ।

३ तथैकाथेव इत्यधिकः ख-पाठः ।

**कादिभिन्नभेदेषु । किमुक्तं भवति? यथा नदीभ्रष्टं सत् सारणिजलं सकलासु वृक्षजातिषु भ्राम्यति स्थानस्थानेषु आलवालेषु बध्यमानं तथा जीवा अपि तव समयभ्रष्टा नरकादिस्थानेषु भ्राम्यन्ति ॥ इति गाथार्थः ॥ २९ ॥**

## શબ્દાર્થ

**तुह** ( तव )=તારા.
**समय** ( समय )=સિદ્ધાન્ત.
**सर** ( सरस् )=સરોવર.
**भट्ठ** ( भ्रष्ट )=ભ્રષ્ટ.
**समयसरब्भट्ठा**=સિદ્ધાન્તરૂપ સરોવરથી ભ્રષ્ટ.
**भमंति** ( भ्राम्यन्ति )=ભમે છે.
**सयलासु** ( सकलासु )=સર્વે.
**रुक्ख** ( रूक्ष )=રૂક્ષ.
**रुक्ख** (वृक्ष)=વૃક્ષ, ઝાડ.
**जाई** ( जाति )=જાતિ.
**रुक्खजाईसु**=(૧) રૂક્ષ જાતિઓને વિષે; (૨) વૃક્ષ-જાતિઓને વિષે.
**सारणि** ( सारणि )=સારણિ, નીક.
**जल** ( जल )=જળ, પાણી.
**सारणिजलं**=સારણિનું જળ.
**व** ( इव )=જેમ.
**जीवा** ( जीवाः )=જીવો, પ્રાણીઓ.
**ठाण** ( स्थान )=સ્થાન, સ્થળ.
**ठाणट्ठाणेसु**=સ્થાને સ્થાને, ઠેકાણે ઠેકાણે.
**बज्झंता** ( बध्यमानाः )=બંધાયેલા.

## પદ્યાર્થ

**સિદ્ધાન્તથી ભ્રષ્ટ થયેલાની ગતિ—**

"જેમ સારણિનું જળ સર્વ વૃક્ષ જાતિઓમાં ઠેકાણે ઠેકાણે બંધાતું છતું ફરે છે તેમ (હે નાથ!) તારા સિદ્ધાન્તરૂપ સરોવરથી ભ્રષ્ટ થયેલા જીવો (૮૪ લાખ યોનિરૂપ) સકળ રૂક્ષ ઉત્પત્તિ-સ્થાનમાં (કર્મ વડે) સ્થળે સ્થળે બંધાતા છતા ભમે છે."—૨૯

## સ્પષ્ટીકરણ

**પદ્ય-વિચાર—**

આ પદ્યમાં જિન-સિદ્ધાન્તને સરોવરની અને એના વિરાધકને સારણિના જળની ઉપમા આપવામાં આવી છે. વિશેષમાં ૮૪ લાખ યોનિઓને સમક્ષ રૂક્ષ જાતિની અને કર્મને આલવાલ સાથે સરખાવવામાં આવેલ છે એમ સહજ સમજી શકાય છે. એ તો દેખીતી વાત છે કે સરોવરમાં રહેલા જળને પરિભ્રમણ કરવું પડતું નથી, પરંતુ તેમાંથી જે જળ બહાર જતું રહે છે તેને તો એક આલવાલમાંથી બીજા આલવાલમાં અને બીજામાંથી ત્રીજામાં એમ અનેક આલવાલોમાં અથડાવું પડે છે. એવીજ રીતે જિનાજ્ઞાની વિરાધના કરનાર જીવ પણ વિવિધ યોનિઓમાં કર્મથી બંધાઇને પરિભ્રમણ કરે છે, પરંતુ કોઇ સ્થળે સ્થિરતા કરી શકતો નથી-તેને તો પોતાનો પ્રવાસ ચાલૂને ચાલૂજ રાખવો પડે છે.

* * * *

**सलिल(लि) व पवयणे तुह, गहिए उड्ढं अहो विमुक्कम्मि ।**
**वच्चंति नाह! कूवय-रहट्टघडिसंनिहा जीवा ॥ ३० ॥**

**[ सलिल इव प्रवचने तव गृहीते ऊर्ध्वमधो विमुक्ते ।**
**व्रजन्ति नाथ! कूपकारघट्टघटीसन्निभा जीवाः ॥ ]**

**प्र० वृ०—सलिलि वत्ति । हे नाथ!—हे स्वामिन्! जीवा ऊर्ध्वमधश्च व्रजन्तीति योगः ।**

तत्रोर्ध्व-स्वर्गादिषु अधः-तिर्यग्नरकादिषु। क्व सति? तव प्रवचने पूर्वोक्तस्वरूपे गृहीते-ज्ञानश्रद्धानानुष्ठानैः सम्यगासेविते सति उड्ढं-ऊर्ध्वं तथाविधशुभसंसारसुलभेषु स्वर्गादिषु जीवा यान्ति। तस्मिन्नेव पूर्वोक्तवैपरीत्येन विमुक्कम्मि-विमुक्ते अहो-अधो गच्छन्ति, लेशतोऽप्यपरिशीलिते हि भगवदुपदेशे तथाविधयतित्वमप्यासाद्य, किन्तु दैववशादासाद्य पुनर्दुष्कर्मनिर्मन्थिताः परित्यजन्ति। तेषां पुनः का गतिरित्याह-इयं तावदेकान्ततः परित्यक्तभगवत्प्रवचनानां गतिरुक्ता। साम्प्रतमन्वयव्यतिरेकाभ्यां भगवत्प्रवचनाङ्गीकारपरिहारयोः फलं प्रतिपिपादयिषुराह-धर्मशुक्लध्यानाधीनचेतसामसुमतामसत्यजीवहिंसापरिमितपरिग्रहादिविमुक्तानां सुलभाः स्वर्गादिगतयः, आर्तरौद्रवासनावासितचेतसामसुमतां मायामृषादिभिः पञ्चेन्द्रियवधपिशिताशनापरिमितपरिग्रहादिभिश्च सुलभाः तिर्यग्नरकादिगतयः। अत्रैवोपमामाह-किंविशिष्टा जीवाः? कूवयरहट्टत्ति। तत्र कूपः-अवटस्तस्मिन् अरघट्टः काष्ठघटितः सलिलोदञ्चनयन्त्रं तत्र घटीमाला मृन्मयाः प्रणीता एव तत्सन्निभाः-तुल्याः। क्व सति? सलिले गृहीते विमुक्ते च। अयमर्थः—यथा ताः सलिले गृहीते ऊर्ध्वं-कूपस्योपरितमं प्रदेशं तत्र तथा यन्त्रप्रयोगात् प्राप्नुवन्ति, तस्मिन्नेव सलिले परित्यक्ते अधः-कूपस्यैवान्तराले व्रजन्ति तद्वत्। अत्र च पानीयप्रवचनयोः कूपारघट्टघटीजीवानां च परस्परमुपमानोपमेयता। इति त्रिंशत्तमगाथार्थः॥ ३०॥

हे० वि०—साम्प्रतं भगवत्प्रवचनगृहीतमुक्तगुणोत्त(णान्त)रकथनमुखेन श्लाघामाह—( सलिलि व्वत्ति )। गमनिका-

हे नाथ! सलिल इव प्रवचने-आचाराङ्गादिभेदभिन्ने तव सम्बन्धिनि गृहीते-कक्षीकृते जीवाः-जन्तवः ऊर्ध्वम्-उपरिभागे गच्छन्ति-व्रजन्ति, विमुक्ते त्वधो-न्यक् गच्छन्ति। किंविधा जीवाः? 'कूपारहट्टघटीसन्निभाः'। कोऽर्थः? यथा कूपारघट्टघट्यो या जलं गृह्णन्ति ता ऊर्ध्वं व्रजन्ति, याश्च मुञ्चन्ति ता अधो यान्ति, तथा जीवा अपि प्रवचने गृहीते सति मुक्ते च द्रष्टव्या इत्युपदेशः॥ ३०॥

## શબ્દાર્થ

**सलिले** ( सलिले )=જળ.
**व्व** ( इव )=જેમ.
**पवयणे** ( प्रवचने )=પ્રવચન, સિદ્ધાન્ત.
**तुह** ( तव )=તારો.
**गहिए** ( गृहीते )=ગ્રહણ કરેલ.
**उड्ढं** ( ऊर्ध्वं )=ઊંચે.
**अहो** ( अधः )=નીચે.
**विमुक्कम्मि** ( विमुक्ते )=છોડી દીધેલ.
**वच्चंति** ( व्रजन्ति )=જાય છે.
**नाह**! ( नाथ! )=હે સ્વામી!
**कूवय** ( कूपक )=કુવો.
**अरहट्ट** ( अरघट्ट )=અરઘટ્ટ, રેંટ, કુવામાંથી પાણી કાઢવાનું યંત્ર.
**घडि** ( घटी )=નાનો ઘડો, નાની ગાગર.
**संनिह** ( सन्निभ )=સમાન, તુલ્ય.
**कूवयरहट्टघडिसंनिहा**=કુવાના અરઘટ્ટના ઘડાના સમાન.
**जीवा** ( जीवाः )=જીવો, પ્રાણીઓ.

## પદ્યાર્થ

જિન-સિદ્ધાન્તની આરાધના-વિરાધનાનું ફળ—

"હે નાથ ! કુવાના અરઘટ્ટની ઘટીના જેવા જીવો, જળ જેવા તારા પ્રવચનને જ્યારે ગ્રહણ કરે છે, ત્યારે તેઓ ઊંચે ( સ્વર્ગમાં મોક્ષમાં ) જાય છે; અને જ્યારે તેને છોડી દે છે, ત્યારે તેઓ નીચે ( તિર્યંચ કે નરક ગતિમાં ) જાય છે."—૩૦

## સ્પષ્ટીકરણ

પૂર્વ પદ્ય સાથેનો સંબંધ—

પૂર્વ પદ્યમાં કવિરાજે જિન-સિદ્ધાન્તનું પરિશીલન નહિ કરવાથી જે અનિષ્ટ પરિણામ આવે છે તેનું ચિત્ર આલેખ્યું છે, જ્યારે આ પદ્યમાં સિદ્ધાન્તના સેવનથી જે ઇષ્ટ પરિણામ આવે છે તેની રૂપરેખા દોરી છે. આ પ્રમાણે આ બે પદ્યો દ્વારા જિન-સિદ્ધાન્તના આદર-અનાદરથી થતા ગુણ-દોષોનું સમગ્ર ચિત્ર રજુ કરવામાં આવ્યું છે. આ પદ્યમાં પણ જિન-શાસનની વિરાધના કરવાથી જે દૌર્ભાગ્ય પ્રાપ્ત થાય છે તે તરફ ફરીથી કવિરાજે પાઠક-વર્ગનું ધ્યાન ખેંચ્યું છે તે પૂર્વોક્ત હકીકતને વિશેષ સમર્થન કરવાના હેતુથી કર્યું હશે એમ ભાસે છે અથવા તો એકજ પદ્ય દ્વારા એકજ વસ્તુની બંને બાજુઓ દર્શાવવા માટે તેમ કર્યું હશે.

પદ્યનો નિષ્કર્ષ—

આ પદ્યમાં જીવોને અરઘટ્ટની ઘટમાલા સાથે અને સર્વજ્ઞના સિદ્ધાન્તને જળની સાથે સરખાવ્યા છે. અર્થાત્ જેમ જળથી ભરેલી ઘટમાળા ઊંચે આવે છે તેમ જે જીવો સર્વજ્ઞપ્રરૂપિત પ્રવચનનું યથાર્થ રીતે આરાધન કરે છે, તે જીવો સ્વર્ગે કે મોક્ષે જાય છે; જ્યારે જેમ જળથી રિક્ત બનેલી ઘટમાલા નીચે જાય છે, તેમ શુદ્ધ સિદ્ધાન્તની વિરાધના કરનારા જીવો તિર્યંચ કે નારક તરીકે ઉત્પન્ન થાય છે.

* * * *

इदानीं भगवत्प्रवचनस्यैव विदुषां शिवोपादेयत्वमाह—

लीलाइ निंति मुक्खं, अन्ने जह तित्थिआ तहा न तुमं ।
तहवि तुह मग्गलग्गा, मग्गंति बुहा सिवसुहाइं ॥ ३१ ॥

[ लीलया नयन्ति मोक्षमन्ये यथा तीर्थिकाः तथा न त्वम् ।
तथापि तव मार्गलग्ना मृगयन्ते बुधाः शिवसुखानि ॥ ]

प्र० वृ०—लीलाइत्ति । हे विश्वजनीन ! भगवन् ! यथाऽन्ये तीर्थिका लीलया मोक्षं नयन्ति-प्रापयन्ति तथा त्वं न नयसीति गाथापूर्वार्धसम्बन्धः । तत्र लीला-अनायासः, मोक्षो-महोदयः, अन्ये तु-इतरे शाक्य-साङ्ख्यादयः, तीर्थिका-दर्शनिनः । एतत् तु चित्रं यत् तहवि-तथापि एवं सत्यपि बुधास्तव मार्गलग्नाः शिवसुखानि मार्गयन्ति इति गाथोत्तरार्धसम्बन्धः । तत्र तव सम्बन्धी मार्गस्तव मार्गः ज्ञानदर्शनचारित्रलक्षणस्तस्मिन् लग्नाः—

तदेकतानत्वेन दत्तावधानाः । यदि पुनस्ते मार्गमुखा एव भविष्यन्तीत्यत आह । बुधाः 'बुध अवगमने' (पा०धा० ८५८) बुध्यन्ते-अवगच्छन्ति यथाऽवस्थिततया तत्त्वमिति बुधा-विद्वांसः सिवसुहाइं-मोक्षसुखानि गवेषयन्ति । इयमत्र भावना-किल य एव तथाविधं किमप्यद्भुतं प्रयोजनमचिरेण साधयन्ति त एव प्रयोजनार्थिभिरभिगम्यन्ते, इह तु वैपरीत्यम् । ये किलाक्षेपेण मोक्षं नयन्ति शाक्यादयस्तानपहाय प्रत्युत तद्विलक्षणं भवन्तं विद्वांस आश्रयन्ति । अथ च य एव त्वत्प्रवचनाश्रिता निःश्रेयससुखान्यभिलषन्ति त एव तत्त्वतस्तत्त्वज्ञाः । शाक्यादीनां तु परमार्थतः स्वयममुक्तत्वेन तन्मार्गलग्नानां परेषां मोक्षसम्भवः कथम् ? येन [चाति]दुःखतरेण क्रियाकाण्डताण्डवेन तैर्मुक्तिरभिहिता तेनैव चेत् स्यात्, ततः को नाम न निवृत्तिमुपेयात् ? । तथाहि सौगतमतानुगतानां पश्य कीदृशी अक्लेशसाध्या मुक्तिः—

"मृद्वी शय्या प्रातरुत्थाय पेया, मध्ये भक्तं पानकं चापराह्णे ।
द्राक्षाखण्डं शर्करा चार्धरात्रौ, मोक्षश्चान्ते शाक्यसिंहेन दृष्टः ॥ १ ॥"

इयं साङ्ख्यादीनामपि मुक्तिप्रस्तावे बहु वक्तव्यं तदिह ग्रन्थगौरवभयान्नोक्तम् । सोऽयं लीलया मोक्षनयनप्रकारः परेषाम् । एवंविधे चास्मिन् रजःपर्वराज्याभिषेक इव केवलपरिहासमात्रफले कथं मनीषिणां मनो रज्यतां नाम ? । अतः स्थाने क्लेशावेशसाध्यान्यपि सर्वज्ञोपज्ञतत्त्वेषु तान्यपि शिवसुखानि त्वन्मार्गलग्ना एव विपश्चितः प्रार्थयन्ते । इति एकत्रिंशत्तमगाथार्थः ॥ ३१ ॥

हे० वि०—साम्प्रतं भगवदुक्तक्रियादुष्करताकथनेन स्तवमाह—(लीलाइत्ति)

हे नाथ! लीलया-हेलया नयन्ति-प्रापयन्ति मोक्षं-शिवं अन्ये-हरिहरादिसम्बन्धिनस्तीर्थिकाः, तथा न त्वं, कष्टसाध्यत्वात् त्वत्क्रियानुष्ठानस्य । यद्यप्येवं तथापि तव मार्गलग्ना-भवन्मार्गस्थिताः मृगयन्ति-निभालयन्ति बुधा-अवगततत्त्वाः । कानीत्याह—शिवसौख्यानि-मोक्षकल्याणानि । किमुक्तं भवति ? ये बालिशास्ते तत्र लग्नाः नावगततत्त्वाः । निन्दाद्वारेण स्तुतिरियम् ॥ इति गाथार्थः ॥ ३१ ॥

### शब्दार्थ

| | |
|---|---|
| **लीलाइ** ( लीलया )=લીલાપૂર્વક, અનાયાસે. | **तुह** ( तव )=તારા. |
| **निंति** ( नयन्ति )=લઇ જાય છે. | **मग्ग** ( मार्ग )=માગ, રસ્તો. |
| **मुक्खं** ( मोक्ष )=મોક્ષે. | **लग्ग** ( लग्न )=લાગેલ, જોડાયેલ, |
| **अन्ने** ( अन्ये )=બીજા. | **मग्गलग्गा**=માર્ગે લાગેલા. |
| **जह** ( यथा )=જેમ. | **मग्गंति** ( मृगयन्ते )=ગવેષે છે, શોધે છે. |
| **तित्थिआ** ( तीर्थिकाः )=તીર્થિકો, દર્શનકારો. | **बुहा** ( बुधाः )=વિચક્ષણ જનો, ડાહ્યા માણસો. |
| **तहा** ( तथा )=તેમ. | **सिव** ( शिव )=મોક્ષ. |
| **न** ( न )=નહિ. | **सुह** ( सुख )=સુખ. |
| **तुमं** ( त्वं )=તું. | **सिवसुहाइं**=મોક્ષનાં સુખોને. |
| **तहवि** ( तथापि )=તોપણ. | |

१ 'मार्गमुखा' इति पाठान्तरम् । २ 'भावार्थः' इति पाठान्तरम् ।

## પદ્યાર્થ

**જૈન દર્શનનું ગૌરવ—**

"જેમ અન્ય (બૌદ્ધાદિક) દર્શનકારો લીલાપૂર્વક (જીવોને) મોક્ષે લઇ જાય છે, તેમ તું કરતો નથી, તોપણ (યથાર્થ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ) તારા માર્ગમાં લાગેલા વિચક્ષણ જનો મોક્ષનાં સુખોને શોધે છે."—૩૧

## સ્પષ્ટીકરણ

**મોક્ષ-પ્રાપ્તિનું સાધન—**

એ તો આબાલગોપાલ પ્રસિદ્ધ વાત છે કે પરિશ્રમ કર્યા વિના ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતી નથી.[1] તેમાં પણ વળી જેટલી ઇષ્ટ વસ્તુની વિશિષ્ટતા તેટલે અંશે પરિશ્રમની પણ વિશેષતા રહેલી છે. જેમકે મૅટ્રિક્યુલેશન (સ્કૂલ-લિવિંગ)ની પરીક્ષામાં ઉત્તીર્ણ થવામાં જેટલા પ્રયાસની આવશ્યકતા રહેલી છે તેથી વિશેષ પ્રયાસની જરૂરિયાત એથી ઉત્તરોત્તર પરીક્ષામાં ફત્તેહમંદ થવા માટે સંભવે છે. આથી એમ. એ. ની અંતિમ પરીક્ષા પસાર કરવામાં સૌથી[2] વધારે પરિશ્રમની અપેક્ષા રહેતી હોય તો તે સ્વાભાવિક છે.

આ ઉપરથી સમજી શકાય છે કે જે સત્-ચિત્-આનન્દમય હોય, જ્યાં અજ્ઞાન કે દુઃખને માટે જરા પણ અવકાશ ન હોય, તેમજ જે પ્રાપ્ત કર્યા પછી તેને ગુમાવી બેસવાનું કદાપિ બનનારજ નહિ હોય તેમજ જે પ્રાપ્ત થતાં અન્ય કોઇ વસ્તુ પ્રાપ્ત કરવાની બાકી રહેતી ન હોય એવી મુક્તિ મેળવવી એ કંઇ જેવી તેવી વાત નથી. આવી મુક્તિ પરિશ્રમ વિના પ્રાપ્ત થાય ખરી? શું આહાર-વિહારમાં અનિયમિત રહેનાર તથા ભોગોપભોગમાં રચી પચી રહેનારી વ્યક્તિ મુક્તિ મેળવી શકે? નહિજ. એ તો જે કાયાને કસી શકે, [3]મનને મારી શકે, ત્યાગ-માર્ગને ગ્રહણ કરી શકે તેજ મુક્તિ-રમણીને વરી શકે. આવી પરિસ્થિતિમાં

---

૧ આથી વિપરીત હકીકત કવચિત્ આ સંસારમાં નજરે પડે છે. જેમકે ભરત ચક્રવર્તીએ ગૃહસ્થાશ્રમમાં રહીને પણ કેવલજ્ઞાન પ્રાપ્ત કર્યું હતું અને મરૂદેવી માતાએ તો હાથી ઉપર બેઠા બેઠા લીલામાત્રમાં કેવલજ્ઞાન અને તત્ક્ષણ મોક્ષ પ્રાપ્ત કર્યાં હતાં. ઉપલક દૃષ્ટિએ વિચારતાં એમ લાગે કે આવી અપૂર્વ વસ્તુઓ પણ વિના પ્રયાસે મળી શકે છે. પરંતુ વિશેષ વિચાર કરવામાં આવે તો માલૂમ પડશે કે આ તો પૂર્વ ભવમાં કરેલા વિશિષ્ટ પ્રયાસની પૂર્ણાહુતિરૂપજ છે અર્થાત્ કોઇ પણ ભવમાં મુક્તિને માટે મહેનત કર્યા વિના તે કોઇને પણ મળી હોય કે મળનાર હોય એવો ઉલ્લેખ શાસ્ત્રમાં કોઇ પણ સ્થળે નજરે પડતો નથી.

૨ વિદ્યાની કષ્ટ-સાધ્યતા માટે વિચારો—

> મૅટ્રિકે માંદા પડ્યા, બી. એ.ના બેહાલ,
> એમ. એ. મરણ પથારીએ, એ વિદ્યાના હાલ.

૩ આ સંસારમાં અનેક પ્રકારના ધાર્મિક સંપ્રદાયો નજરે પડે છે. તે પૈકી એક સંપ્રદાયની એવી માન્યતા છે કે મનને જરા પણ મારવું નહિ, પરંતુ જે જે ઇચ્છા ઉદ્ભવે-પછી ભલે તે સારી હોય કે નઠારી-તે તે તૃપ્ત કરવી. આમ કરવાથી મન શાંત થાય છે અને તેથી મુક્તિ-માર્ગ મોકળો થાય છે. પરંતુ આ માન્યતા ભૂલ ભરેલી જણાય છે, કેમકે તૃષ્ણાનું ક્ષેત્ર મર્યાદિત નથી. એ તો જેમ અગ્નિમાં ઘી પડતું જાય તેમ તે વધારેને વધારે પ્રદીપ્ત થતો જાય, તેમ ઇચ્છારૂપ અગ્નિ પણ તેને તૃપ્ત કરવાના પ્રયત્ન કરવાથી તો વધારેને વધારે પ્રજ્વલિત થતો જાય છે.

